# અમાસનો તારો



ભાગ બીજો.

લેખક :
અમૃતલાલ રતનજી ત્રિવેદી

# સમાજનો સડો

( દ્વિતિય ખંડ )

[ સામાજીક બળતા પ્રશ્નો ચર્ચતી નવલકથા ]

લેખક:

અમૃતલાલ રતનજી ત્રિવેદી.

પ્રકાશક:

હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી

કિંમત રૂા. ૧—૮—૦



રા. ઈશ્વરલાલ મૂળશંકર દવે.

# અર્પણપત્રિકા

—:(x):—

આપખુદ સત્તા અને જોહુકમીનું જોર ચલાવતા સમાજના કહેવાતા પટેલીઆઓની આપખુદીને સહન ન કરી શકવાથી આ કહેવાતા પટેલીઆઓની આપખુદી અને જોહુકમીને દફનાવવા ઝઝુમનાર અને તેમાં ઘણે ખરે અંશે સફળ નીવડી સમાજના નવયુવકોને પ્રગતિના માર્ગે ધપાવવાનો માર્ગ દાખવનાર મ્હારા મુરબ્બી અને પૂજ્ય દવેશ્રી પ ઇશ્વરલાલ મૂળશંકરને તેમની ભાવના પોશતું "**સમાજનો સડો**" નામના મારા પુસ્તકનો દ્વિતિય ખંડ સપ્રેમ અર્પણ કરી તેમના પ્રત્યેનું મારૂં યત્કીંચિત ૠણ ફેડવાનો પ્રયત્ન કરૂં છું

**અમૃતલાલ રતનજી ત્રિવેદી.**



# જીવન પરિચય

---

**આ**શ્વીન માસ એટલેજ સંતોષ અને આનંદના દિવસોનો મહીનો. બાર બાર મહીના સુધી ટાઢ, તડકો અને વર્ષાદની દરકાર કર્યા વિના કરેલી મહેનતના ફળનું ખેડુતો અને વેપારીઓ આજ મહીનામાં ભરવાયું ખેંચે છે અને સીલકમાં નફો જોઇ આનંદમાં રાચે છે તેમાં પણ આશ્વીન માસની પૂર્ણીમા-શરદપૂર્ણીમા એટલે તો અતિ મહત્વનો દિવસ.

આવા આનંદભર્યા શરદ પૂર્ણીમાના દિવસે હળવદનિવાસી સાદાનિસ્પૃહી અને કોઇની પણ શેહમાં જરાપણ નહીં દબાનાર કોડીન્ય ગોત્રના દવે મૂળશંકર જેઠાભાઇના ઘરે એક પુત્રરત્ન સાંપડયું.

જન્મતાંજ જીવન સામે ઝઝુમનાર આ બાળકે તેના લક્ષણો પૂર્ણીમાનો પ્રકાશ ચોતરફ રેડી રહેલી ચાંદની સામે બાથોડીયા ભરવાના ભાવો કરતાંજ જણાવી દીધા. આ બાળક તે કોઇ નહીં પરંતુ આ પુસ્તકના લેખકે ઘણાજ પ્રેમથી જેના જીવનને પોતાનો આદર્શ બનાવીને જેને આ પુસ્તક અર્પણ કર્યુ છે તે **દવેશ્રી પ ઇશ્વરલાલ મૂળશંકર.**

મુશ્કેલી અને અશકયતા એ શું વસ્તુ છે તે તો જેનો અત્રે જીવન પરિચય આપવામાં આવે છે તે સમજયાજ નથી. મુશ્કેલી આવતાં બીજાઓ જેમ ડરી જાય છે તેમ આ જીવન ચરિત્રના નાયક **દવે શ્રી પ ઇશ્વરલાલ મૂળશંકર** ડરી નથી જતા પરંતુ તેમના કાર્યમાં

મુશ્કેલી આવતાં તો તેઓને તે કાર્ય પૂર્ણ કરવાની વધુ હોંશ થાય છે અને હાથમાં લીધેલું કાર્ય પૂર્ણ કર્યા પછીજ જંપીને બેસે છે.

તે સમયે અત્યારના જેવું રાજકીય આંદોલન ન હતું. અને સામાજીક ચળવળના આછી આછી રેખાના ચિન્હ પણ ન હતા તે વખતે તો માણસે પોતાના જીવનમાં આગળ વધીને કેવી રીતે માન અને કીર્તિ સંપાદન કરવા સાથે ધન સંપાદન કરવું તેજ દરેક મનુષ્યનો આશય થઇ પડયો હતો.

આપણા ચરિત્ર નાયકની સોળ સત્તર વર્ષની ન્હાની વયે તેમના પિતાશ્રીના માતુશ્રી મરણ પામ્યા. તે વખતમાં અત્યારે જ્ઞાતિ ભોજન ઇષ્ટ ગણાતા નથી તેવું ન હતું. તે વખતે તો જ્ઞાતિ ભોજન કરવામાં એક જાતની પ્રતિષ્ઠા ગણાતી હતી. આપણા ચરિત્ર નાયકના પિતાશ્રી મધ્યમ સ્થીતિના હોવાથી જ્ઞાતિ ભોજન નહીં કરવાનો વિચાર ધરાવતા હતા પરંતુ આપણા યુવાન ચરિત્ર નાયક જેવા ભાગ્યમાં બીજાઓને અનુકરણીય કામો કરવાનું સર્જાયું છે તે કાંઇ પાછો પડે? તેણે તેની તેટલી ન્હાની ઉમ્મરે પણ જ્ઞાતિ ભોજન કરાવવાનો મન સાથે નિશ્ચય કરીને તેમના પિતાશ્રી વિગેરેને આ સબંધી વાત કરી સઘળાઓએ તેને ના પાડી અને મુશ્કેલી જણાવી ત્યારે આપણા ચરિત્ર નાયકે તેની દરકાર કોઇએ કરવી નહીં તેમ જણાવીને પિતામહીની પાછળ જ્ઞાતિ ભોજન કરાવ્યું.

વાંકાનેર સ્ટેટના નજીવા પગારના પોલીસ પટેલ તરીકે જીવનને વેડફી નાંખવું આપણા ચરિત્ર નાયકને અસહ્ય જણાતાં વાંકાનેર સ્ટેટની

નોકરી છોડીને પ્રારબ્ધ અજમાવવા જવાના વિચારો તો આપણા ચરિત્ર નાયકના મગજમાં રમ્યા કરતા હતાં તેવામાં જ્ઞાતિભોજન તો કરાવ્યું અને પૈસા સંબંધી સવાલ ઉપસ્થીત થતા દિલમાં ઘડાતા વિચારો વધુ વેગવાન બન્યા અને આપણા ચરિત્ર નાયકને તેનું ભાગ્ય અજમાવવા મુંબઇ ઘસડી લાવ્યા. મુંબઇ આવ્યા પછી ખંત અને સાહસપૂર્વક કામ કરી જ્ઞાતિભોજનમાં ખરચાયેલી રકમ મેળવીને પિતાશ્રીને મોકલાવી દીધા અને તેજ ક્ષણથી ઘરમાંના સર્વેને ચરિત્ર નાયકની શક્તિપર વિશ્વાસ બેઠો.

મુંબઇમાં ખંત કાળજી અને તનતોડ મહેનત કરવાથી લક્ષ્મીદેવીની આપણા ચરિત્ર નાયક પર કૃપા થઇ તે તેમના કેટલાક દ્વેષીઓ અને અને ઇર્ષાળુઓથી સહન નહિ થતાં આ નિર્દોષ નવયુવાન ધ્રાંગધ્રા રાજ્ય વિરૂદ્ધ કાંઇક ખટપટ કરે છે તેવા આક્ષેપો ધ્રાંગધ્રાના મહુંમ રાજસાહેબ અજીતસિંહજી બહાદુરની પાસે તેમના ઉદયને જોઇને બળતા દ્વેષીઓએ કર્યા. જેથી આપણો ચરિત્ર નાયક તેમની દીકરીના લગ્ન કરવાને મુંબઇથી જ્યારે હળવદ તેમના વતનમાં ગયો ત્યારે તેમને પકડવામાં આવ્યો પરંતુ આપણા નીડર ચરિત્ર નાયકની સત્યતા અને નિખાલસતાની રાજસાહેબને ખાત્રી થતાં છોડી મુકયો.

પછી તો **"ઉદ્યોગીયોનં પુરૂષ મુપૈતિ લક્ષ્મી"** એ સુત્રાનુંસાર લક્ષ્મીદેવીની તેના પર મહેર ઉતરી અને સાથે સાથે જ્ઞાતિ, રાજ્ય અને સમાજમાં સન્માન પામ્યો. સંવત ૧૯૭૧માં તેમના પિતાશ્રી મૂળશંકર જેઠાભાઇનો સ્વર્ગવાસ થતાં સાતવાનાના પકવાનોનું જમણ કરી સમસ્ત ઝાલાવાડના ઔદિચ્ય બ્રાહ્મણોને તેમના પિતાશ્રીના

કારજપર આમંત્રીને તેમના પિતાશ્રી પ્રત્યેનું ૠણ ઓછું કરવા લાણું કરીને સમાજમાં એટલે કે ઝાલાવાડ સત્તર તાલુકામાં સન્માન પામ્યો.

મુંબઇમાં ભરાયેલી **અખીલ ભારતવર્ષીય ઔદિચ્ય બ્રહ્મ-સમાજમાં** આગેવાનો માંહેના એક આગેવાન તરીકે સુંદર કાર્ય કર્યું હતું અને બ્રહ્મસમાજમાં રૂા. એક હજાર ને એક રૂા. ૧૦૦૧)નું દાન કર્યું હતું.

બ્રહ્મસમાજ તરફથી મુંબઇમાં ચાલતી **જોશી નર્મદાશંકર હરજીવન** બોર્ડીંગ હાઉસના ટ્રસ્ટી તરીકે પણ તેમણે સુંદર કામ બજાવ્યું હતું.

સંવત ૧૯૭૪માં મહારૂદ્ર કરીને આપણા ચરિત્ર નાયકે તેને મળેલ શ્રીનો સદુપયોગ કરી સમાજમાં સારૂં સન્માન મેળવ્યું છે. આવી રીતે આપણો ચરિત્ર નાયક શ્રી અને કીર્તિને વર્યો પરંતુ તેના બંડખોર જીવનમાં બંડખોરજ થવાનું સર્જાયેલું હોવાથી તેના ભત્રીજા જયંતીલાલના લગ્ન વખતે હળવદ ઔદિચ્ય બ્રાહ્મણ જ્ઞાતિની વરોઠી કરવાની તેની ઇચ્છા થઇ પરંતુ કેટલાક જ્ઞાતિના કહેવાતા આપખુદ પટેલીઆઓ જેઓ વંશપરંપરાથી પટેલાઇના કુળમાં જન્મતા આવ્યા હોય તેઓજ વરોઠી કરી શકે તેવી આપખુદી ચલાવવા લાગ્યા. આપણા ચરિત્ર નાયકને આ આપખુદી અસહ્ય જણાતાં તેજ પળે તેણે આ આપખુદીનો નાશ કરવા માટે કહેવાતા પટેલીઆઓ સામે બંડ જગાવ્યું અને વરોઠી કરી. જેટલાઓ સ્વતંત્ર અને સુધારક વિચારના હતા. તેઓને મળીને પટેલાઇની પ્રથાનો નાશ કરી પટેલ વિનાનું એટલે કે સભ્યોની કમીટીવાળું મંડળ ઉભું કર્યું અને તેનું નામ સુધારક તડ રાખી સામાજીક જીવનમાં પણ પ્રગતિ આદરી.

આપણા ચરિત્ર નાયકે ગુપ્તરીતે અનેક વિદ્યાર્થીઓને વિદ્યાદાન અનાથ સ્ત્રીઓને અન્નદાન અને બીજા જ્ઞાતિના કે પરજ્ઞાતિના મદદ, મેળવવાને લાયક સ્ત્રી, પુરૂષ કે બાળકને મદદ આપીને ઇશ્વરે તેને આપેલ શ્રીનો સદુપયોગ કર્યો છે અને કરી રહેલ છે.

જ્ઞાતિમાં ઘર કરી બેઠેલો સડો દુર કરવાના ઘણા પ્રયત્નો કર્યા. પોતાના ગામમાં ઔદિચ્ય બ્રાહ્મણ જ્ઞાતિનાજ સાત તડાઓ છે તેને એકઠા કરવાની ઘણી ઘણી કોશીષો કરી પરંતુ ખોટો દંભ અને મીથ્યાભિમાન અને વંશપરંપરાની પટેલાઇને ચાલુ રાખવાના મનોરથો સેવતા કહેવાતા જ્ઞાતિ પટેલો જ્ઞાતિને એકત્ર નહિ થવા દેવાના હરહંમેશ પ્રયત્ન કરતા આવ્યા છે છતાં પણ આપણ ચરિત્રનાયકના પ્રયાસોનુ થોડુ ઘણું નો શુભ પરિણામ આવ્યું છેજ અને જ્ઞાતિના સાત તડો હતા તેમાંના ચાર તડો નો સુધારક વિચાર ધરાવતા હતા અને કહેવાતા પટેલીઆઓના આપખુદીથી નહીં પરંતુ જ્ઞાતિના સભ્યોની કમીટીથી જ્ઞાતિનું કાર્ય કરતા થઇ ગયા છે.

ઇશ્વર જુના વિચારના આપખુદ પટેલાઇ ચલાવતા કહેવાતા પટેલીઆઓને સદ્બુદ્ધિ આપે અને આખી જ્ઞાતિ આપખુદ પટેલાઇની પ્રથાનો નાશ કરી વીસમી સદીના પ્રગતિના યુગમાં પ્રગતિના માર્ગે પગ માંડે અને આપણા ચરિત્ર નાયકની નેમ પાર પડે તેવી ઇશ્વર પાસે પ્રાર્થના છે.

આજના પ્રગતિના યુગમાં રાજકીય અને સામાજીક બાબતમાં પણ આપણો ચરિત્ર નાયક ઠીક કામ કરી રહેલ છે. ઇશ્વર તેમને આવા વધુ યશસ્વી કામો કરવાની તક આપે તેવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરી વિરમીએ છીએ.

# બે બોલ

આપખુદ સત્તા અને જોહુકમીના જોરમાં સમાજના કહેવાતા આગેવાનો–પટેલીઆઓને પોતાનો તુચ્છ સ્વાર્થ પોશવા માટે નિર્દોષ મનુષ્યોને તેમની આપખુદ સત્તા અને પટેલાઇની જોહુકમી કરતાં અને મોક્ષના દ્વારસમા ગણાતા દેવમંદિરોમાં થતા અનાચારો અને દેવદ્રવ્યનો થતો દુરૂપયોગ જોતાં મારા હૃદયમાં સખ્ત આઘાત થયો. મારા દિલમાં દાવાનળ પ્રગટતાં સ્હેજે પ્રશ્ન સ્ફુરી ઉઠયો કે વીસમીસદીના પ્રગતિના યુગમાં જગત આખાને એક વખત તેની સંસ્કૃતિનું પાન કરાવનાર ભારત અને તેનો સમાજ કુંભકર્ણની માફક ઘોરતો પડયો રહે તે ઇચ્છનીય છે?

તુરતજ મારો આત્મા પોકારી ઉઠયો નહીંજ. ભારતને પૂર્વવત ઉન્નત બનાવવું હોય તો ભારતના નવયુવાનોએ સમાજમાં ચાલી રહેલી આ પાપલીલાઓ અને આપખુદી સામે બંડ ઉઠાવી તેનો નાશ કરવોજ પડશે. સમાજમાં ઘર કરી બેઠેલા સડાઓનો નાશ કર્યેજ ઉન્નત બની જગતની હરોળમાં ભારત તેનું સ્થાન પામી શકશે.

હિન્દુ સમાજને ઉન્નત અને પ્રગતિશાળી બનાવવો હોય તો જ્ઞાતિના ભીન્ન ભીન્ન વાડાઓને એકત્ર કરી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રાદિ ચાર વર્ણનેજ રાખી બીજા ભેદભાવો અને વાડાઓને તોડી ફોડીને છીન્ન વિછીન્ન કરી નાખવા પડશેજ, અને તેમ કરવામાંજ હિન્દુ સમાજનું કલ્યાણ હોવાથી હિન્દુ સમાજને પૂર્વવત ઉન્નત બનેલી જોવા ઇચ્છનારાઓએ તેને આ પ્રગતિના યુગમાં જગતની હરોળમાં મુકવા આ જુલ્મ, અત્યાચાર, આપખુદી, જોહુકમી અને વંશપરંપરાની પટેલાઇ, ખોટી ધર્માંધતા અને દેવમંદિરના મહારાજોની

પાપલીલાઓ એક પળ પણ જેટલી વધુ ટકી રહે તેટલી સમાજના અસ્તીત્વને અને ઉન્નતિને હાનીકારક છે તેવું જણાતાં ઉપરના પ્રશ્નોની ફુલગુંથણી કરીને મારી પહેલી નવલકથા **"હંસા યાને મઠનો ભેદ"** માં મઠના સ્વામીની પાપલીલા ઉઘાડી પાડવાનો પ્રયત્ન કર્યો હતો તેમ આ નવલકથા **"સમાજનો સડો"** માં દેવમંદિરના મહારાજના કૃત્યો અને કહેવાતા આપખુદ પટેલોની જોહુકમી અને આપખુદી ખુલ્લી પાડવાનો પ્રયત્ન કર્યો છે.

**"હંસા યાને મઠનો ભેદ"** અને **"સમાજનો સડો"** ભા. ૧ લાને જનતાએ જેટલા હર્ષભેર વધાવી લીધા છે તેટલાજ હર્ષથી આ બીજા ભાગને વધાવી લઇને આવાજ બળતા પ્રશ્નો ચર્ચતી નવલકથાઓ લખવાને મને વધુ ઉત્સાહીત કરશે તેવી આશા છે.

એક વખતના વીસમીસદી અઠવાડીકના માલીક રા. ગુલામહુસેન ભાઇ જેઓ મારા પ્રત્યે ભાઇ જેવી મમતા ધરાવે છે. તેમના પ્રત્યેનું મારૂં રૂણ ફેડી શકીશ કે નહીં તેજ પ્રશ્ન રહે છે

હરિહર પ્રેસના માલીક હરિલાલભાઇએ મારી સાથે સહકાર કરી આ પુસ્તકને આપની સમક્ષ સુંદર રીતે રજુ કરવામાં જે મદદ કરી છે તે માટે તેમનો પણ આભારી છું.

છેવટે વાંચક વર્ગ હંસક્ષીર ન્યાયે અત્યાર સુધી મારી **"હંસા યાને મઠનો ભેદ"** અને **"સમાજનો સડો"** ભા. ૧ લો નવલકથાઓને અપનાવી લીધી છે તેમ આ બીજા ભાગને અપનાવી લેશે અને કાંઇ ભુલચુક રહી ગઇ હોય તો દરગુજર કરશે તેવી આશા છે.

ત્રણ બંગલા
ઘાટકોપર
તા. ૩૧—૩—૩૧

**અમૃતલાલ રતનજી ત્રિવેદી.**

# અનુક્રમણિકા.

## રેનોલ્ડસની લખેલી રસીલી વાર્તા

# રોઝા લામ્બર્ટ યાને પાદરીની પુત્રી.

એક પાદરીની પુત્રી સંજોગોને વશ થઇ, ભ્રષ્ટ થાય છે, અને તેમ થતાં તેનાપર બદમાશ શ્રીમંતો પોતાનો હવસ પૂરો કરવા તેને કેવી કેવી રીતે ફસાવે છે. પાદરીની પુત્રી રોઝા અનેક આશકોની ફરજીયાત માશૂક કેવી રીતે થાય છે, તેના જીવનમાં અનેકાએક ભયંકર અને કરૂણ બનાવો બને છે, જે વાંચતા કઠણ હૃદયના માણસનું પણ કાળજું કંપી ઉઠે છે, ત્રણ ભાગમાં આ વાર્તા પુરી કરવામાં આવેલી છે.

ત્રણ ભાગના રૂ. ૩, પોસ્ટેજ ૬ આના વધુ.

દરેક ભાગનો રૂ. ૧, પોસ્ટેજ ૪ આના વધુ.

---

ગોરા અંગ્રેજોનાં કાળાં ભોપાળાં રજુ કરતી—રાજકુટુંબના ભયંકર કુકર્મો અને અત્યાચારો—અમીર ઉમરાવોનાં કાળાં કામો—બદમાસોનાં ગજબનાં સાહસો—એક હજાર સાચા પ્રસંગો રજુ કરતી નોવેલ

# લંડન રાજ રહસ્ય અથવા

# મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન

આ કાંઇ સાધારણ ઉપજાવી કાઢેલી વાર્તા નથી—પરંતુ બસો વર્ષ પહેલાંના અંગ્રેજોનાં રાજકુટુંબનો શાહી ઇતિહાસ છે.

બાર ભાગના કંપલીટ સેટના રૂ. ૧૦, પોસ્ટેજ રૂ. ૧.

દરેક ભાગના ૧૪ આના, પોસ્ટેજ ૪ આના વધુ.

વિલાસ ઓફીસ, ૧૮૧, બઝારગેટ સ્ટ્રીટ કોટ, મુંબઇ.

# પ્રકરણ ૧ લું

## નિર્વાણનો ભેદ

**પા**ટોત્સવના ઉત્સવ નિમિતે દેવ મંદિરમાં આજે માણસોની મેદની અપાર હતી. ધર્મઘેલા માનવીઓ ખોટી ધર્માંધતામાં મગ્ન બની પાટોત્સવના ઉત્સવ પ્રસંગે મંદિરમાં થનાર મહારાજના કહેવા પ્રમાણેની અનેક જાતની આ જીવન અને પરજીવનનું શ્રેય કરનારી ધાર્મીક ક્રિયામાં ભાગ લેવાને આવ્યે જતા હતા.

પાટોત્સવનો ઉત્સવ હોવાથી અજ્ઞાન, ગાડરીયા પ્રવાહની માફક અંધશ્રધ્ધાના પુરમાં આંધળીયા કરતા જનસમુહને પોતાની પ્રપંચજાળમાં ફસાવવા, અર્ધદગ્ધ, અંધ શ્રદ્ધામાં જેઓની માન્યતા ઠચુ પચુ થઇ રહી છે તેવા માનવીઓને અંધશ્રધ્ધાની જાળમાં આબાદ સપડાવી તેમની પાશવી લીલાની પુષ્ટિ કરવા માટે દેવ મંદિરના મહારાજે આજે દેવમંદીરને સારી રીતે શણગાર્યું હતું. જ્યાં જ્યાં નજર નાખો ત્યાં ત્યાં અવનવા દ્રશ્યો તમારી નજરે તરવરી આવ્યા વિના રહે તેમ ન હતું.

જ્યાં સુધી અંધશ્રદ્ધાના પડળો હિંદુ સમાજના અંતરમાં ઘર કરી બેઠા છે. જ્યાં સુધી ધર્મની પાછળ રૂઢીને અનુસરી આંધળીયા કરનારો સમાજ પડયો છે ત્યાં સુધી સમાજની વહુદીકરીઓના શીયળનો ભંગ ધર્મના પડદા પાછળ, મોક્ષ અને નિર્વાણના ભેદ, પાટોત્સવને ધર્મોત્સવના ઢોંગની પાછળ સમાજની હજારો કુલકામીની-ઓના, અંધશ્રદ્ધાળુ ભકતોની અંધશ્રદ્ધાપર તાગડધિન્ના કરનારા દેવ-મંદીરના મહારાજો તેમની પાશવવૃતિ પોશવામાં બળી રૂપે ન હોમે તો કોને હોમે ?

પાટોત્સવના સુરમ્ય પ્રસંગે મોક્ષ, રાજા હરચંદનો ધર્મ નિર્વાણ ને બ્રહ્મજ્ઞાનનો ભેદ પામવા અનેક લાલસાપ્રેમી નરનારીઓ આજે નિર્વાણ ચઢીને તેમના દેહનું સાર્થક કરવા અતિ હોંશથી ચાલ્યા આવતા હતા.

દેવમંદીરનો આજે પાટોત્સવ હોવાથી અને તે પ્રસંગે અનેક ભકત નરનારીઓપર દેવમંદીરના મહારાજશ્રી તેમની કૃપાનો વરસાદ વરસાવી નિર્વાણ ચડાવશે તે તેમના અહોભાગ્ય માની પોતાના જીવનને કૃતાર્થ સમજી અનેક ભકત સ્ત્રી પુરૂષો નિર્વાણનો ભેદ પામવા નિર્વાણ ચડી તેમના દેહનું કલ્યાણ કરી મોક્ષના માર્ગે પ્રગતિ કરવાના સ્વપ્નો રચી રહ્યા હતા.

માલુ ડોશી પણ નિરૂપમા જેવી કાચની પુતળી-રૂપ રૂપનો અંબાર બાળા તેની જાળમાં ફસાઇને નિર્વાણ ચડતી હોવાથી તેના હૃદયથીજ કૃત્ય કૃત્ય થઇ રહી હતી. તેનાથી ફકત એક વેંતજ મોક્ષનું દ્વાર દૂર હોય તેવાં સ્વપ્નો સેવતી નિરૂપમાની સાથે દેવ-મંદિરના માર્ગે ચાલી જતી હતી.

સુધારક માતાપિતાના પેટે જન્મેલી નિરૂપમા પણ આ પાટોત્સવ-નિર્વાણુ એવા નામો સાંભળીને કંટાળી ગઇ હતી. બ્રહ્મજ્ઞાનનો ભેદ, રાજા હરિચંદ્રનો ધર્મ, અગમ નિગમનું જ્ઞાન આ ગુઢ શબ્દો વારંવાર માલુ ડોશીના મુખે સાંભળીને આવા શબ્દોથી કંટાળી ગયેલી હોવાથી તેના મનમાં બોલવા લાગી "આ ડોશી જણાવે છે તે શું સત્ય હશે? નિર્વાણુ ચડયાથીજ શું અગમ નિગમના ભેદ અને મોક્ષના પદના અધિકારી થવાતું હશે? અને જો તેમજ હોય તો આ મંદિરની તરફ ભુલે ચુકયે નજર પણ નહિં કરનાર નરનારીઓ મોક્ષપદને નહી પામતા હોય?"

"આમ બનીજ કેમ શકે? સર્વ મનુષ્યોને ઉત્પન્ન કરનાર એકજ જગતનિયંતા હોવા છતાં તે આટલો બધો પક્ષપાત શા માટે કરે?" આમ બોલતી બોલતી નિરૂપમા સત્યને શોધવાના વિચારોમાં મગ્ન બની ગઇ. ઘણો સમય સુધી નિરૂપમાએ કલ્પનાના ઘોડાને ચોતરફ દોડાવ્યા છતાં પણ જ્યારે તે કાંઇ સમજી શકી નહીં ત્યારે ક્રોધત થતાં બોલી ઉઠી "એવું તે શું અગમ નિગમના ભેદમાં ભયું હશે કે નિર્વાણુ ચડયા પછીજ તે જાણી શકાય!"

આમ વિચાર કરતી કરતી તે ચાલી જતી હતી તેવામાં તે માલુ ડોશી પ્રત્યે બોલી "માજી! જે માણસો નિર્વાણુ નહિ ચડતાં હોય તેઓને શું મોક્ષનો અધિકાર નહીં મળતો હોય?"

નિરૂપમાનો આ સિધ્ધો ને સરળ જવાબ સાંભળતાંજ માલુ ડોશી પર વીજળી પડી હોય તેવું તેને જણાયું. હાથમાં આવેલી બાજી ચાલી જતી જણાઇ, અત્યાર સુધી પરિશ્રમ વેઠીને સમજાવી, પટાવી રાખેલી સોનાની ચલ્લીને ઉડી જતાં જોઇ, નિરૂપમાને હવે

કેવી રીતે પાછી કાબુમાં લેવી તેનો વિચાર કરતાં માલુ ડોશી નિરૂપમા પ્રત્યે બોલી "ઘેલી રે ઘેલી, નિરૂપમા! આવા વિચારોનો તારા જેવી સદ્‌ગુણી બાળાના હૃદયમાં આવિર્ભાવ કેમ થઇ શકે? જગતના પટપર જન્મનાર માનવી જગતમાં જે પ્રયત્નો કરે છે તે સર્વ મોક્ષને માટેજ છે. જગતના સર્વ માનવીઓનું અંતિમ ધ્યેય મોક્ષજ છે. હાથમાં આવેલો અમુલ્ય સમય તું ગૂમાવવા ઇચ્છે છે? નિરૂપમા! આવો સમય કાંઇ દરરોજ આવે છે? અને તારા તો અહોભાગ્ય ગણાવા જોઇએ કે દેવમંદિરના મહારાજ પોતેજ તેમના સ્વહસ્તે તને નિર્વાણ ચડાવશે. દીકરી! તારૂં તે કાંઇ ભાગ્ય છે. અમારા ભાગ્યમાં તો તેવો અમુલો અવસર લાધ્યોયે નહિં." હાથમાંથી છટકી જવાની અણીપર આવેલી સોનાની ચલ્લીને પાછી પીંજરામાં પુરવાના પ્રયત્ન કરતી માલુ ડોશી બોલી.

"ત્યારે નિર્વાણ ચડવું તે શું મોક્ષના માર્ગનું પગથીયું છે?" માલુ ડોશીનું લંબાણપુર્વક ટાયલું સાંભળી નિરૂપમાએ પુછ્યું.

"નહીં તો બીજું શું હતું?" માલુ ડોશી બોલી.

"નહીંતર શું હું આ ટાયલું કે ગમ્મત કરૂં છું? નિરૂપમા! જો નિર્વાણ ચડવાની તારી ઇચ્છાજ ન હોય તો અહીંજ કહી દે ભલી થઇને ત્યાં ફજેતો નહીં કરતી." જરાક ગુસ્સે થતાં માલુ ડોશી બોલી.

માલુ ડોશીને ગુસ્સે થયેલી જોઇને નિરૂપમા મૌનજ રહી. નિરૂપમાને મૌન રહેલી જોઇ માલુ ડોશી તેના પ્રત્યે બોલી "નિરૂપમા! ત્યારે તારે નિર્વાણ નથીજ ચડવું? તને નિર્વાણ ચડાવી મારા દેહનું

સાર્થક કરવાની મારી ઇચ્છા પૂર્ણ નહીંજ થાય ?" આમ બોલતાં બોલતાં નિરૂપમા નિર્વાણુ નહીં ચડતી હોવાથી કેમ જાણે માલુ ડોશીના હૃદયમાં ભયંકર આઘાત ન થતો હોય તેમ રડવા લાગી.

પોતાના પર પુત્રિ સમાન સ્નેહ ધરાવતી માલુ ડોશીને રડતી જોઇને નિરૂપમા બોલી "માજી ! આ શું કરો છો ? તમે રડો છો શા માટે ?"

"જેને હું પુત્રિ તરીકે ચાહું છું. જેના આ ભવ અને પરભવના ભલા માટે હું તેને નિર્વાણુ ચડાવવા ઇચ્છું છું તે જ્યારે મારા કહેવાની અવગણુના કરે ત્યારે રડું નહીં તો શું કરૂં ?" પોતાની પ્રપંચ જાળમાં નિરૂપમાને સપડાવવાની જાળ પાથરતાં માલુ ડોશી બોલી.

માલુ ડોશીના આ શબ્દો સાંભળી નિરૂપમાના હૃદયમાં દુઃખ થયું. તે તેના મનમાં વિચારવા લાગી "મારા તરફ માલુ ડોશીને લાગણી ન હોત તો તે મને નિર્વાણુ ચડવાનું શા માટે કહેત ? અને હું નિર્વાણુ ન ચડું તેમાં તેને દુઃખ શા માટે થાય ? આ શું મારા પ્રત્યેની તેના સ્નેહની લાગણીનું ચિન્હ નથી ?" આમ બોલી માલુ ડોશીનું કહેવું માન્ય રાખી નિર્વાણુ ચડવું કે નહીં તે સંબંધી વિચાર કરવા લાગી.

ઘણો સમય આવી રીતે વિચારમાં વ્યતિત કર્યા પછી પોતાના ઉપર મરી ફીટતી માલુ ડોશીના આત્માને સંતોષ આપવા માટેનો દ્રઢ નિશ્ચય કરી બોલી ઉઠી "નિર્વાણુનો ભેદ જોઉં તો ખરી ? નિર્વાણુ ચડવામાં મારૂં શું જવાનું છે ? મને નિર્વાણુ ચડવાને તૈયાર જોઇને માલુ ડોશી કેટલી બધી આનંદીત થશે ?"

આમ વિચાર કરીને તે માલુ ડોશી પ્રત્યે બોલી "માજી! તમારા હૃદયમાં જરા પણ દુઃખી ન થશો. હું તમારા આત્માને જરા પણ દુઃખ આપવાને ઇચ્છતી નથી. તમારી ઇચ્છા તેજ મારી ઇચ્છા છે. તમે કહો તેમ કરવાને હું તૈયાર છું. જો તમારી ઇચ્છા મને નિર્વાણ ચડાવવાનીજ હોય તો હું ઘણી ખુશીથી નિર્વાણ ચડવાને તૈયાર છું."

નિરૂપમાના આ શબ્દો સાંભળતાંજ માલુ ડોશીના હૃદયમાં આનંદ થયો. તે હાસ્યપૂર્ણ મુખે નિરૂપમા પ્રત્યે બોલી "બેટા! પરમાત્માએ આખરે તને સદબુદ્ધિ આપી તે પણ મારૂં અહોભાગ્ય સમજું છું. હું તારાપર બળાત્કાર કરીને તને નિર્વાણ ચડાવવા ઇચ્છતી નથી. તારી ખુશીથી તું નિર્વાણ ચડવાને તૈયાર છે?" પોતાની પ્રપંચ જાળમાં ફસાયેલી નિરૂપમાને વધુ સકંજામાં લેવા માટે માલુ ડોશી બોલી.

"વારંવાર આમ પુછીને તમો શા માટે મને શરમાવો છો? તમો કહો તેમ કરવા હું તૈયાર છું."

સોનાની ચલ્લીને–આ રૂપસુંદરીને પોતાની જાળમાં આબાદ ફસાયેલી જોઇ માલુ ડોશીના હર્ષનો પાર ન રહ્યો. થોડાજ સમયમાં માલુ ડોશી નીરૂપમાની સાથે દેવમંદિરમાં આવી પહોંચી. દેવમંદિર પાસે આવી પહોંચતાંજ નીરૂપમા તથા તેણે શું જોયું?"

અંધશ્રદ્ધાળુ ધર્મઘેલડા ભકતજનો અવનવા પોશાકો પહેરીને મંદિર તરફ આવ્યે જતા હતા. મંદીરમાં આજે અપાર મેદની હતી. ભાવિક ભકતો આજે નિર્વાણ ચડતા ભકત સ્ત્રી પુરૂષોના દર્શન કરી પાવન થવાની આશાએ દોડયા આવતા હતા.

દેવમંદિરના મધ્ય ચોકમાં ચોતરફ જાજમ પાથરીને ભકતજનોને બેસવા માટેની ગોઠવણુ કરી રાખવામાં આવી હતી. નિર્વાણુ ચડનારા સ્ત્રી પુરૂષો માટે ચોતરફ દોરી બાંધીને એક જગ્યા મુકરર કરવામાં આવી હતી.

સમય થતાં નિર્વાણુ ચડી અગમ નિગમના ભેદનો પાર પામવાને ઇચ્છતા ધર્મઘેલડા ભક્ત સ્ત્રી પુરૂષો કેસરીઆ વસ્ત્રમાં સજ્જ બની તેમના માટેના નીયત કરેલા સ્થાનમાં એક પછી એક આવીને બેસવા લાગ્યા અને તે સર્વની સાથે આપણી પૂર્વ પરિચિત નીરૂપમા પણુ છુટા કેશે કેસરીયુ વસ્ત્ર પહેરીને બેઠી હતી.

નિરૂપમાનું નૈસર્ગીક ઉપર રૂપ આજે કેસરીઆ રંગના વસ્ત્રમાં અવનવું ખીલી નીકળ્યું હતું. સહુ કોઇ ચન્દ્રની કાન્તિ સમાન ખીલી નીકળેલા નિરૂપમાના સૌંદર્યપર મુગ્ધ બની તેના સૌંદર્યની પ્રશંસા કરી રહ્યા હતા. સ્ત્રી પુરૂષનું જોડું બનાવીને મહારાજ નિર્વાણુ ચડાવતા હોવાથી નિર્વાણુ ચડવા ત્યાં બેઠેલાં સર્વ કોઇ નિરૂપમાના ભાભાગીદાર થવાની અંતરમાં ઇચ્છા કરવા લાગ્યા.

નિરૂપમાના સૌંદર્યરાશિમાં મુગ્ધ બનેલ દેવમંદિરના મહારાજ સર્વને નિર્વાણુ ચડાવવાની ક્રિયા કરવાને આવી પહોંચ્યા અને થોડીક દૈહિક ક્રિયા કરીને તેમની બેઠકથી થોડે દુર ચાર વાંસડા ખોડીને ચારે બાજુ કપડું વીંટાળી કોટડી જેવું કરી રાખેલ તે તરફ પોતાના હાથમાંના પુષ્પને જળમાં બોળીને એક પુરૂષ ને સ્ત્રીનું નિર્વાણુ ચડવાનું જોડું બનાવીને તેમની પર પાણી છાંટી "નિર્વાણુનો ભેદ" પામવા મોકલવા લાગ્યા.

જેના પર મહારાજ પાણી છાંટતા હતા તે પુરૂષ અનુયાયી સ્ત્રી અનુયાયી જેઓ નિર્વાણ ચડવા ઇચ્છતા હતા—અગમ નીગમનો ને રાજા હરિશ્ચંદ્રનો ધર્મને "નિર્વાણનો ભેદ" પામવા ઇચ્છતા હતા તેઓની સાથે નિર્વાણ કોટડીમાં જવા લાગ્યા અને ત્યાં દશ બાર મીનીટ "નિર્વાણનો ભેદ" પામી હસતા હસતા પોત પોતાના સ્થાને આવીને બેસી જતા હતા.

આવી રીતે બધા સ્ત્રી અને પુરુષ અનુયાયીઓને નિર્વાણ ચડાવ્યા પછી જ્યારે સૌંદર્ય સ્વરૂપા સ્વર્ગની અપ્સરાસમી નિરૂપમા એકલી રહી ત્યારે નિર્વાણ ચડવાને આ રૂપસુંદરીનો કોણ ભાગીદાર થાય છે. મહારાજની તેનો ભાગીદાર બનાવવા કોના ઉપર કૃપા દ્રષ્ટિ ઉતરે છે. તે સહુ કુતુહળતાથી જોઇ રહ્યા હતા તેવામાં મહારાજ એકાએક ઉભા થયા ને નિર્વાણ ચડી ચુકેલાઓને ઉદ્દેશીને બોલ્યા.

બ્રહ્મજ્ઞાની સ્ત્રી પુરૂષો ! આ રૂપસુંદરીનો તમારામાંથી કોઇપણ જોડીદાર થવાને લાયક નહી જણાતાં હું પોતેજ તેને બ્રહ્મજ્ઞાનનો ભેદ અગમ નીગમનું જ્ઞાન ને રાજા હરિશ્ચંદ્રનો ધર્મ ને "નિર્વાણનો ભેદ" સમજાવા ઇચ્છું છું.

મહારાજના આ શબ્દો સાંભળતાંજ સર્વે એકી સાથે બોલી ઉઠયા "અહોભાગ્ય કેવા અહોભાગ્ય કે મહારાજ પોતેજ નિર્વાણ ચઢાવે ?" માલુ ડોશી તો મહારાજના આ શબ્દો સાંભળી આનંદીત બની ગઇ.

"બ્રહ્મજ્ઞાનની પિપાસુ બાળા ! અગમ નિગમનો અને રાજા હરિશ્ચંદ્રનો ધર્મ જાણવાને ઇચ્છતી જીજ્ઞાસુ સ્ત્રી ! ચાલ, મારી સાથે કોટડીમાં ચાલ. હું તને અગમ નીગમનો ભેદ, રાજા હરિશ્ચંદ્રનો

"ધર્મ' અને 'નિર્વાણુનો ભેદ" સમજાવી મોક્ષનું દ્વાર બતાવવા પ્રયત્ન કરું."

માલુ ડોશીના સંસર્ગમાં રહેવાથી ધર્મઘેલી બની ગયેલી નિરૂપમા કાંઇક જાણુવાનું મળશે તેમ સમજીને મહારાજાની સાથે નિર્વાણુ કોટડીમાં ગઇ. પરંતુ ત્યાં જતાંજ નીરૂપમાએ શું અનુભવ્યું !

નિરૂપમાના સૌંદર્ય પર દીવાના બની ગયેલા મહારાજે નિરૂપમાને તેના બાહુપાશમાં જકડી તેના ચંદ્ર સમાન પુલકીત વદન પર ચુંબન લેવાની ઇચ્છાથી તેના બાહુપાશમાં જકડી.

મહારાજનું તેના તરફનું આવું વર્તન જોતાંજ નિરૂપમાનો મહારાજ તરફ ગુસ્સો ઉત્પન્ન થયો ને તેના બાહુપાશમાંથી છુટવાનો પ્રયત્ન કર્યો ને છુટા થતાંજ તેણે મહારાજના નાક પર એક એવી મુક્કી લગાવી દીધી કે તરતજ મહારાજના નાકમાંથી લોહીની ધાર વહેવા લાગી.

એકાએક નિરૂપમાની મુક્કી લાગવાથી મહારાજને તમર ચડી ગયા ને ધબ દઇને નીચે પડી ગયો. આ જોઇ નાસી જવાનો આજ ઉત્તમ માર્ગ છે તેમ સમજી નિરૂપમા ત્યાંથી ચાલી ગઇ.

---

# પ્રકરણ બીજું
## ઉલામાંથી ચુલામાં

સમાજના બંધનમાં જકડાયેલા, જ્ઞાતિના રૂઢ બંધનોમાં સંકડાયેલા પિતાને સ્વાર્થી જ્ઞાતિજનો તેની ઇચ્છા કે અનિચ્છાએ લગ્ન કરવાની જરૂર પાડે અને જ્ઞાતિની જીર્ણ થઇ ગયેલ રૂઢીઓના પાશમાંથી છુટવાની તેના પિતામાં નૈતીક હીંમત નહીં હોવાથી પાલક પિતા તથા માતાને લક્ષ્મી જો સુખી કરવાજ ઇચ્છતી હોય તો તેવા માટે ફક્ત એકજ રસ્તો હતો અને તે તેના પાલક પિતાના ગૃહત્યાગનોજ.

આમ હોવાથી સંપૂર્ણ વિચાર કરી જ્યાં તેનું ભાગ્ય તેને લઇ જાય ત્યાં જવા માટે ઇશ્વરપર ભરૂંસો મુકીને અંધકારપૂર્ણ રાત્રિમાં માર્ગ કાપ્યે જતી હતી.

મનુષ્ય ધારે છે કાંઇ અને વિધિ કરે છે બીજુંજ. મનુષ્ય જે ધારે છે તે કદિ પાર પડયું છે? લક્ષ્મી તેના પાલક પિતાના ઘરનો ત્યાગ કરી માતૃભૂમિના સ્વાતંત્ર્યાર્થે તેના જીવનનું બળી અર્પવા ઇચ્છતી હતી. પરંતુ લક્ષ્મીના ભાગ્યમાં કાંઇ બીજુંજ લખાયું હતું વિધિના લેખ કોણ મીથ્યા કરી શકે? રાજા રામચંદ્રજી, મહાન પરાક્રમી પાંડવો અને નળરાય જેવાને પણ વિધિના વિધાનને તાબે બની અનેક સંકટો સહેવા પડયા હતાં ત્યાં બીચારી લક્ષ્મી શું હીસાબમાં?

લક્ષ્મીના હૃદયમાં ફ્કત એકજ ઝંખના હતી અને તે ભારત આજે જે કંગાળ બની ગયું છે. ભારત જે સુવર્ણભુમી છે જ્યાં

કાચું સોનું પણ પાકી શકે છે. જેની પેદાસપર અન્ય દેશની પ્રજાઓ ભૂખ્યા વરુની માફક ટાંપીને બેઠી છે તે કૃષિપ્રધાન દેશના બાળકો આજે ટુકડા રોટલાને માટે વલખાં મારે છે. જે દેશના સ્ત્રી પુરુષો આજે એબ ઢાંકવા માટે પુરતા વસ્ત્ર મેળવી શકતા નથી. તેવી કંગાળ હાલતમાંથી ભારતની પૂર્વની સ્થીતિએ લાવવાના લક્ષ્મીના કોડ છે. તેની પાછળજ જીવન અર્પવાની લક્ષ્મીને હોંસ—અભીલાષ છે અને તેજ કારણે પિતાના ગૃહત્યાગનું નાટક મુખ્યત્વે ભજવ્યું હતું.

સ્વદેશના સ્વાતંત્ર્યભૂખ્યા, નાગા અને કંગાળ માનવીઓને સુદ્દઢ અને કુશળ ભારતના રક્ષકો બનાવવાના કોડ ધરાવતી તે સબંધીજ વિચારોમાં મગ્ન રહેતી લક્ષ્મી અંધારી ગલ્લીઓ વટાવીને ચાલી જાય છે.

ચાલ્યા જતાં પણ ભારતના સ્વાતંત્ર્યના અને ભારતવાસીઓના હીતનાજ સ્વપ્નો લક્ષ્મી સેવી રહી હતી. આવા અનુપમ સ્વપ્નો સેવતાં ચાલ્યા જતાં જતાં લક્ષ્મી બોલી "ભારતને પૂર્વવત બનાવી ભારતનો એક પણ બાળક ટુકડા રોટલા માટે કે એબ ઢાંકવાના વસ્ત્રો માટે વલખાં મારતો અટકી જાય ને પોતેજ પોતાના પગ ઉપર ઉભો રહેનારો બની ગયો હોય તેવી મારી ઇચ્છા પૂર્ણ નહીંજ થાય?"

ભારત! ભારત! પૃથ્વીના અખંડ વિજેતા ભારત! તારી આ દશા? સામાજીક કુરૂઢીઓ, અંધ શ્રદ્ધા અને જ્ઞાતિના વાડાઓની ગુંચમાં સપડાઇ પડેલ ભારતની ગૌરવવંતી હિન્દુજાતિનો શું ઉદ્ધારજ અશક્ય છે? સામાજીક સડાઓ અને ધર્મઘેલી ઘેલછાથી આજે હિન્દુ સમાજની જે અધોગતિ થઇ રહી છે તેનો પુનરૂધ્ધારજ નહીં થાય?

જગતમાં જ્યારે સ્વાતંત્ર્યના વિજયનાદના ડંકા વાગે છે ત્યારે હિન્દુ સમાજ ફક્ત અંદર અંદરના કલેશમાં ને જ્ઞાતિના પરસ્પરના વાડામાંજ પડયો રહીને ગુંગળાઇ મરવાજ ઇચ્છે છે ?

શા માટે કોઇ પણ જાતનો બ્રાહ્મણ બીજા બ્રાહ્મણની સાથે જેમ રોટી વહેવાર રાખે છે તેમ બેટી વહેવાર ન રાખી શકે ? વાણીયા તે બધાયે વાણીયાજ તેઓમાં જ્ઞાતિના વાડા શા માટે ? આમ જ્ઞાતિના વાડાને તેમાંથીયે વાડા પડી જવાથી હિન્દુ સમાજ છેક આમ નિર્બળ બન્યો નથી ?

"સમાજના આગેવાનો ! બહુ ઊંઘ્યા ઘણું સહ્યું હવે સત્વરે જાગો. સંપ ત્યાં જંપ કહેવતને અનુસરી તમારી જ્ઞાતિના વાડાઓ અને કુરીવાજોને તોડી ફોડીને એક સમાજ બનાવવા પ્રયત્ન કરો. હિન્દુ સમાજમાં ચાર વર્ણો–વાડા ઓછા છે કે વધુ બનાવો છો ? જેમ જેમ તમો સમાજથી દુર જતા જાવ છો તેમ તેમ તમારૂં બળ ઓછું થતું જાય છે તે લક્ષમાં છે ?"

આવી રીતે વિચારની પરંપરામાં મશગુલ બનીને લક્ષ્મી ચાલી જતી હતી તેવામાં તેણે દુર રસ્તાપર બળતા ફાનસના પ્રકાશમાં તેની પાછળ પાછળ કોઇ ચાર મનુષ્યોને આવતા જોયા તેથી તેના હૃદયમાં ફાળ પડી. રાત્રિના સમયે તે અનાથને સહાયહીન હોવાથી ઉતાવળી ગતિએ ફાનસ પાસે આવી પહોંચી. ફાનસ પાસે આવી પહોંચતાંજ તેની પાછળ ચાલ્યા આવતા ક્રુર હૃદયના વિકાસ ચહેરાવાળા ચાર પશુઓને જોતાંજ તેના ગાત્રો થર થર ધ્રુજવા લાગ્યા. તેના હૃદયમાં ભયનો સંચાર થયો છતાં પણ તે હીંમત રાખીને આગળ ચાલ્યે જતી હતી.

ફાનસના પ્રકાશ પાસે આવી પહોંચતાંજ પઠાણોની નજરે લક્ષ્મીનું સૌંદર્ય પડતાં તેમાંનો એક લક્ષ્મીના અપાર રૂપરાશિમાં મુગ્ધ બનતાં બોલી ઉઠ્યો "યાર! અપના જયસા ખ્યાલ થા વયસા અય મામુલી ઔરત નહીં હય, હય તો હુસ્નપુર નાઝનીન. ખુદાએ કયા હુસ્ન ઉસ્કુ દીયા હય. અગર જો વો મેરી દીલદાર બીબી બનનેકા કબુલ કર લે તો મય ઉસ્કા કદમબોસી કરનેકું તેયાર હું. કયા હુસ્ન હય. દુસરા મહાતાબે જહાન."

"તેરા જયસા ખુની ઓર બદમાસકુ કોણ દીલ દેશ પસંદ કરેગા? અય કાલી સુરત! દેખ મંય કયસા નવજુવાન હું. વો બનેગી તો મેરીજ દીલદાર બનેગી. તેરી કયા હીકમત હય કે ઉસ્કા બાલ ટેડા કર શકે?" આવી રીતે લક્ષ્મીના હુસ્નપર દિવાના બનીને પઠાણો અંદર અંદર વાતચીત કરતા કરતા લક્ષ્મીની પાછળ ચાલ્યા જતા હતા.

પોતાની પાછળ ચાલ્યા આવતા પઠાણોની વાતચીત પરથી કેવી સ્થીતિમાં તે આવી પડી છે તેનો ખ્યાલ આવી ગયો હતો લક્ષ્મીને તેનું શીયળ ભયમાં છે તેમ જણાઇ આવ્યું હતું. પિતાના ઘરે પણ હવે જઇ શકાય તેમ ન હોવાથી પરમકૃપાળુ પરમાત્માપર ભરૂસો રાખી વિધિના વિધાનને વશ બનવા લક્ષ્મી ચાલી જતી હતી.

ચાલતાં ચાલતાં એક અંધકારપૂર્ણ રસ્તા પાસે આવી પહોંચતાં તે વિચાર કરવા લાગી. તેવામાં તેના સૌંદર્યમાં દિવાનો બની ગયેલ પઠાણ અંધકારનો લાભ લેવા તેની પાસે આવી પહોંચ્યો ને તેનો હાથ પકડીને બોલ્યો "નાઝનીન! મંય તુમારા હુસ્નમેં જલતા હું આવ મેરે ગલે લગ જાવ ઔર–"

હજુ કાંઇક આગળ બોલવા જાય છે તેવામાં તેની સાથેના સાથી-ઓને લક્ષ્મી સાથે આધક છુટ લેતા જોઇ તેની આંખો ફાટી ગઇ ને તેના હાથમાંનો ડંડો ઉપાડી બોલનારનું માથું રંગી નાંખ્યું.

અણધાર્યો એકાએક માથાપર ઘા પડવાથી લોહીની ધારા વ્હેવા લાગી. આંખે અંધારા વળી જતાં જમીન પર પડી ગયો. આવી રીતે પોતાના ચાલ્યા આવતા યમદુતોને અંદર અંદરજ લડતા જોઇ નાસી જવાનો સારો મોકો હોવાથી લક્ષ્મી ત્યાંથી ત્વરીત ગતિએ અદ્રસ્ય બની ગઇ.

લક્ષ્મીના સાંદર્ય પર મરી ફીટતા પઠાણે તેના મિત્રોને જમીનદોસ્ત કરીને ચોતરફ જોયું તો લક્ષ્મીનો કયાંય પત્તો નહીં મળતાં અંધકારને લીધે કયાંઇ આટલામાંજ છુપાઇ ગઇ હશે. તેવી શંકાથી પોતાના ખીસામાંથી સર્ચલાઇટ ફેંકી ત્યારે તેના પ્રકાશમાં એક સાંકડી ગલીમાં કોઇ નાસી જતું તેની નજરે પડયું.

કદાચ આજ તેની દીલબર—આપણી લક્ષ્મી હોય તો ? આવી શંકા આવવાથી તેણે તે તરફ દોટ મુકીને નાસી જતી લક્ષ્મીને પકડી પાડતાં કહ્યું "ગભરાવ નહીં હું તમારો દુશ્મન નહીં પણ દોસ્ત છું. તમોને બીબી બનાવી સુખી કરવા હું પ્રયત્ન કરીશ."

એકાએક સામેની મેડીમાં બળતી બત્તીના પ્રકાશ તરફ લક્ષ્મીની નજર પડતાં પઠાણના હાથમાંથી તેનો હાથ છોડાવી તે તરફ દોડતાં બોલવા લાગી "બચાવો આ રાક્ષસના હાથમાંથી મને કોઇ બચાવો."

સંગીતનો મધુર આલાપ ગાતી નર્તકીના કાને લક્ષ્મીનો હૃદય-દ્રાવક સ્વર પડયો. રાત્રિના વખતે આવો હૃદયદ્રાવક કરૂણ ધ્વની સાંભળતાંજ સંગીતમાંથી તેનું દીલ ઉઠી ગયું તેથી

આરંગીને બાજુ પર મુકીને તેના નોકર પ્રત્યે બોલી "વજીર ! જો જો, આ કરૂણ હૃદયભેદક અવાજ કયાંથી આવે છે."

વજીરાની આંગળીના ટેરવા પર નાચતા તેના આશકો વજીરાના આ શબ્દો સાંભળી અવાજ કયાંથી આવે છે તે સાંભળવા તલ્લીન બની ગયા. છેવટે અવાજ તો નીચેથીજ આવે છે તેવો નિશ્ચય થતાં હાથમાં ફાનસ લઇને વજીરા નીચે ઉતરી પડી.

વજીરાના આશકો પણ તેની પાછળ નીચે આવ્યા. નીચે આવતાંજ વજીરાએ શું જોયું ? લક્ષ્મીને નીચે પાડી તેના રૂપમાં દિવાનો બની ગયેલો પઠાણ તેના શીયળને લુંટવાને તૈયાર થઇ ગયો હતો. હમણાંજ લક્ષ્મીના નારી સન્માન–શીયળ પર કલંકની કાલીમા લાગી જશે તેવો લક્ષ્મીને ભય હતો ને તેથી જીભ કચરીને મરી જવાનો તે નિશ્ચય કરી બેઠી હતી.

તેણે જીભ કચરી ન કચરી તેવામાં તેના મ્હોંમાંથી લોહીની ધાર વહેવા લાગી ને લક્ષ્મી બેભાન થઇને પડી. પઠાણ બેભાન લક્ષ્મીને તેના બાહુપાશમાં પકડવાને દોડયો તેવામાં સામેથી વજીરા તથા તેના માણસોને આવતા જોઇને પોતાનો જીવ બચાવવાને તે નાસી ગયો.

મુછી'ત લક્ષ્મીની પાસે આવતાંજ વજીરા બોલી 'કેટલી ખુબસુરત છે ? મારે જોઇતું હતું તેવુંજ બુલબુલ ખુદાએ મોકલી આપ્યું છે." આમ કહી લક્ષ્મીને ઉપાડી ઘરમાં લાવવાનું કહીને તે ઘરમાં ચાલી ગઇ.

વાંચક ! આગળ ઉપર વજીરાના ભેદથી વાકેફ થતાં લક્ષ્મી તેના પિતાનું ઘર છોડી સ્વાતંત્ર્યનો મંત્ર જપતાં "ઉલામાંથી ચુલામાં" પડી છે કે નહીં તે તને આપો આપ સમજાઇ આવશે.

# પ્રકરણ ત્રીજું

## સતામણીની શરૂઆત

સત્તાના મદમાં મદાંધ બની ગયેલ દેવમંદીરના મહારાજ માલુ ડોશી મારફતે સોનેરી જાળમાં સપડાયેલી નિરૂપમા જેવી અદભુત લાવણ્યવતી યૌવનમદમાં મસ્ત બની ગયેલી નવયૌવનાને છટકી ગયેલી જોઇ પોતાનો દાવ ખાલી જવાથી પોતાની લાલસાને નિરૂપમાના રૂપ સૌંદર્યનો ઉપભોગ કરી પૂર્ણ નહીં કરી શકવાથી ગમે તે ઉપાયે નિરૂપમાને તેની જાળમાં આબાદ સપડાવી તેના પર ધામીંક સત્તા ચલાવી—દુરૂપયોગ કરી નિરૂપમાના સૌંદર્યસાગરમાં સ્નાન કરવાનો નિશ્ચય કરી દેવમંદીરનો મહારાજ બોલી ઉઠયો.

“બિચારી માલુડોશી શું કરે ? તેણે તો સોનાની ચલ્લીને જાળમાં ફસાવવા ઘણા પ્રયત્નો કરી જોયા, છેક નિર્વાણ લેવાની હદ સુધી પણ તે નિરૂપમાને ખેંચી લાવી. માલુ ડોશીના આટલાં બધા અતુલ પ્રયત્નો છતાં પણ તે રૂપસુંદરી છેવટે હાથમાંથી છટકી ગઇ.”

નિરૂપમા ! નિરૂપમા ! મારા પોલાદી લોખંડી ચોકડા નીચે તારે આખરે કચડાવુંજ પડશે. ઓ મદઘેલી માનુની ! તારા સૌંદર્યમાં હું દિવાનો બની ગયો છું. જ્યારે તારા અમીઝરતા ગુલગુલાબી ગાલો પરના અમીરસનું પાન કરીશ ત્યારેજ તારા સૌંદર્યથી ભડભડાટ બળી રહેલા મારા આત્માને સંતોષ થશે.

નિરૂપમા ! તું આજે મારા હાથમાંથી છટકી ગઇ પરંતુ છટકીને તું જવાની છે કયાં ? તને મારા પાશમાં લાવવા માટે હું મારી ધામીંક સત્તાનો દુરૂપયોગ કરવો પડે તે પણ કરીશ પરંતુ કોઇપણ




અપરા ! તારા પર મરી ફીટતા—તારા માટે જીવનનું બલીદાન આપવાને તૈયાર થયેલા તારા પ્રેમીની માંગણી નહીં સ્વીકારે ? પાનું ૨૪

ઉપાયે તને છટકી જવા નહિંજ દઉં. જ્યાં સુધી હજારો ગાડરીઆ પ્રવાહની માફક અંધશ્રદ્ધાળુ ભકતજનો મારી ચરણરજમાં આળોટે છે. જ્યાં સુધી મારો પડયો બોલ દેવાજ્ઞા સમાન માને છે ત્યાં સુધી શું તાકાત છે તારી કે મારી રાક્ષસી મહત્વાકાંક્ષાને મારી વિષય લોલુપ્ત ઇન્દ્રિયોને રસાનંદનો સ્વાદ આપવા તું મારી જાળમાં નહીં સપડાય ?

નિરૂપમા ! તું જો કોઇપણ રીતે મારા કાબુમાં નહીં આવે તો મારી ધામીંક સત્તાનો દુરૂપયોગ કરી હું તને સમાજમાં હડધુત કરાવીશ. ત્યારેજ તું પગે પડતી મારી ઇચ્છાને વશ થશે. ઓ હઠીલી છોકરી ! મને સતાવીને કોઇપણ સુખે રહી શકયું છે કે તું રહેશે ?

આમ કહીને બાજુના ખંડમાં બેઠેલાં વેવલા ભકતરાજો ને ભક્તાણીઓમાંથી બહાર ભકતરાજને ધર્માવતારનો ડોળ બતાવી અંદરખાનેથી હજારોના જીવનોનું સત્યાનાશ વાળી નાખવામાં જરા પણ પાછી પાની નહીં કરનારા કુટીલરામ અને માલુ ડોશીને બોલાવી લાવવા મહારાજે નોકરને કહ્યું.

દેવમંદીરના મહારાજને સાક્ષાત પરમાત્માનો અવતાર માનનારા માલુ ડોશીને કુટીલરામ દેવમંદીરના મહારાજ પાસે આવી પહોંચ્યા ને દેવમંદીરના મહારાજની ચરણ રજ લઇને તેના પ્રત્યે બોલ્યા.

"બાપુજી ! અમો પામર જીવડાના ધનભાગ્ય કે તમોએ આજે અમોને યાદ કરી દર્શન આપીને પાવન કર્યા. બાપજી ! અમારી ઉપર સદાય આવીજ મહેરબાની રાખજો. અમને કેમ બોલાવ્યા છે બાપજી !

"ભકતરાજો ! તમે તો સાક્ષાત દેવ સમાન છો. તમે હરિરસમાં લીન બનીને આ અસાર [illegible] સંસારમાં રહેતા છો

સંસારની વાસનાઓથી મુકત છો તે શું તમારૂં ઓછું સદ્ભાગ્ય ગણાય ? સદાસર્વદા પરમાત્માતુલ્ય માની મારૂં પુજન કરવામાં મારી ઇચ્છાઓ પુરી પાડવામાં તમોએ કયાં પાછી પાની કરી છે તે કરશો ?"

"વાહ ! વાહ ! એવા અમારા અહોભાગ્ય કયાંથી હોય કે અમે તમારો હૈતીસંદેશ પૂર્ણ કરવામાં મદદગાર બની શકીએ ?"

"બાપજી ! નિરૂપમાને ફસાવવા ઘણા પ્રયત્નો કર્યા ત્યારે તે ફસાઇએ ખરી ને છટકી પણ ગઇ" માલુ ડોશીએ કહ્યું.

"પરંતુ તેમાં તમારો કાંઇ વાંકજ નથી. વાંકજ તેના ભાગ્યનો છે. તેના ભાગ્યમાં સમાજમાં હજુ વધુ હડધુત થવાનું લખાયું છે. જ્યારે તે કુતરાના કરતાં પણ વધારે હડધુત થશે ત્યારેજ તે નિર્વાણનો ભેદ ને રાજા હરિશ્ચંદ્રના ધર્મના જ્ઞાનની અધિકારીણી થશે. સૂવર્ણ પણ જ્યારે તપીને શુદ્ધ બને છે ત્યારેજ કસોટીને લાયક બને છે નિરૂપમાનું પણ તેમજ છે કસોટીએ ચડયા વિના તે નિર્વાણ અને હરિરસની અધિકારીણી બની શકશે નહીં."

કેમ જાણે મહારાજ પોતેજ સાક્ષાત દેવના અવતાર ન હોયને ભૂત, ભવિષ્ય ને વર્તમાન—ત્રિકાળના જાણકાર ત્રિકાળજ્ઞાની ન હોય તેમ માલુ ડોશા ને કુટીલરામ પર છાપ પાડવાના હેતુથી ઉપરના શબ્દો બોલ્યા.

"બાપજી ! ત્યારે નિરૂપમાને કેવી રીતે વશ કરી શકીશું ?"

"કુટીલ ! જો તારા નામને તું બરાબર સાર્થક કરે ને કુટીલ નીતિ વાપરી તારી કુટીલતામાં નિરૂપમાને બરાબર સપડાવી સમાજની

પાસે તેને હડધુત કરાવે તોજ તે આપણી જાળમાં ફસાય તેમ છે." નિરૂપમાના સૌંદર્યમાં બળીને ખાખ થઇ જતા દેવમંદિરના મહારાજે કહ્યું.

"તમારો શબ્દ મારે દેવાજ્ઞાતુલ્ય છે. તમારો હુકમ થતાં હું જીવન અર્પવાને તૈયાર છું. ફરમાવો સેવકને શું આજ્ઞા છે?"

"કુટીલ! નિરૂપમા એમ સીધી રીતે માને તેમ નથી. તેને સપડાવવા પ્રપંચજાળ રચવી પડશે. કુટીલ અને માલુબાઇ! જો તે રૂપસુંદરી મારા હાથમાં આવે તો——"

મહારાજ કાંઇક બોલવા જતા હતા તેવામાં માલુ ડોશી બોલી "તો શું?"

"તમારો બેડો પાર. બીજુ શું? તમારા છોકરાના છોકરાને ખાવાની ચિંતા ન રહે. મંદિરમાં આટલું બધું ધન ભેગું થયું છે તે શા કામનું છે? મારી લાલસા પોશવામાં તેનો ઉપયોગ ન કરૂં તો તેનો ઉપયોગ બીજે કયાં થવાનો હતો? જ્યાં સુધી અંધશ્રદ્ધાળુ ભકતરાજો તેમના બાળ બચ્ચાને દુધના ટીપા માટે–વલખા મારતા ને તેમની અર્ધાંગનાને પુરતા વસ્ત્ર વગર રાખીને અંધ બનીને દેવ-મંદિરના ગોલખમાં દરરોજ પૈસાની છોળ ઉડાવ્યા કરે છે ત્યાં સુધી મારે શા માટે મારી ઇચ્છા--લાલસા--આકાંક્ષા પૂર્ણજ કરવા તેનો ઉપયોગ ન કરૂં!"

"મહારાજ! તમે નિરૂપમાની વાત ભુલીને આતો બીજીજ વાતે વળગ્યા. નિરૂપમાને આપણી જાળમાં ફસાવવા શું કરવાનું છે?" માલુ ડોશી બોલી.

"એમાં બીજું કરવાનું શું હતું? માણુ ડોશી! નીરૂપમા ખાનગી રીતે વ્યભીચાર સેવે છે તેવી વાત તમે ગામમાં ઉડાડો કે પત્યું. વેશ્યાના ચરણ ચાટવા છતાં સફેદ ઠગ થઇને ફરનારા દાંભીકો નિરૂપમા તરફ તીરસ્કારની નજરે જોવાનું શરૂ કરશે. સહુ તેને હડધુત કરશે. એટલે તે મદઘેલી છોકરી છેવટે કાંઇ ઉપાય નહીં હોવાથી મારા ચરણમાં આવશે. મારી આશા—અભિલાષા પૂર્ણ થશે. હું તેના ચંદ્ર સમાન વદન મંડળપરના અમીરસનું પાન કરી શકીશ, અને તમારી મહેનત પણ બર આવશે" નિરૂપમાપર કેવી રીતે કલંક મુકીને તેમની જાળમાં ફસાવવી તેનો આછો ચિતાર આપતાં મહારાજે કુટીલરામ તરફ જોતાં કહ્યું "તમોને મારો આ વિચાર પસંદ પડયો કે નહીં?"

"તમારો વિચાર અમલમાં મુકવા હોળીનું નારીએળ કોને કરીશું?" કુટીલરામે કહ્યું.

"તારો ભત્રિજો મદન છેને?"

"તે તો બેપાની છે. મારે ને તેને તો જન્મથીજ આડવેર છે." મહારાજની પાસેથી ધન ઓકાવવાની બાજી રચતાં કુટીલરામ બોલ્યો.

"કુટીલ! આ જગતમાં પૈસો શું નથી કરી શકતો? ને મારે પૈસો મેળવવા પરસેવો કયાં ઉતારવો પડે છે કે આપનાં દીલ કોચવાય." આમ બોલતાં બોલતાં દસ દસની નોટના પાંચ કટકા કુટીલરામના હાથમાં મુકતાં દેવમંદિરના મહારાજ બોલ્યા "જા. કુટીલ. તારી કુટીલ નીતિને હાલ—તો અજમાવતો જે પાસાપોબાર પડ્યા તો તારો બેડો પાર સમજી લેજે."

"તેને માટે તમો બેફીકર રહો. કુટીલનો ફેંકેલો પાસો કદિ પણ અફળ ગયો છે ?"

"ત્યારે સત્વરે તારો પાસો ફેંકવો શરૂ કરી દે" મહારાજના આ શબ્દો સાંભળતાંજ કુટીલ તેની કુટીલ નીતિ અજમાવવા ચાલ્યો ગયો.

"માલુ બાઇ ! હમણાં ઠંડા કેમ છો ? કેમ કાંઇ શીકાર હાથમાં નથી આવતો ?" કુટીલના ગયા પછી મહારાજે માલુ ડોશીને કહ્યું.

"માલુ ! હમણાં કોઇ રંભા સમાન અતુલ રૂપવતી કુમળી કળીનો આસ્વાદ નહીં લુંટયો હોવાથી મારૂં મન દિવાનું બની ગયું છે. તું તારે મોઢેમાગ્યા નાણા લે પણ કોઇ રસસુંદરી તો લાવી આપ."

"એક સોનાની ચલ્લીને ફસાવવાની તૈયારીમાંજ છું પણ——"

"અટકી કેમ ગઇ ?"

"તેનો બુઢ્ઢો બાપ આપણા માર્ગમાં કાંટો થઇ પડયો છે."

"ત્યારે હવે તું શું કરવા ઇચ્છે છે ?"

"તેના બાપને જ્યારે તે ખેતરમાં હોય ત્યારે મરાવી નાખવા હું ઇચ્છું છું પરંતુ આવા કામમાં પૈસાની તો જરૂર હોયજને ?"

"પણ તને પૈસાની નાજ કોણે પાડી છે. લે આ ચારસો રૂપીયા ને મારા પ્રેમ માર્ગમાં નડતા કાંટાને દુર કરી તે સુંદરીને મારી જાળમાં સપડાવ" મહારાજના આ શબ્દો સાંભળતાંજ નોટો લઇને માલુ ડોશી પોબાર ફેંકવા ચાલી ગઇ.

## પ્રકરણ ૪ થું

——×——

### વિનાશના માર્ગે

"જરા રુકાઓસે છુપકર;
મેરી આંખોમેં આ બયઠો;
અગર કોઇ લાખ ભી ઢુંઢે,
ખબર હોવે તો મય જાનું;
બરસાઓ તીર મુજપે,
અગર હ્રતના માન લો;
પેહલુમેં દિલ હય,
દિલમેં તુમારા ખેઆલ હય;
સીના તુમારા હય,
દિલ તુમારા હય, જીગર તુમારા હય;
તીરે બેહાદ જીધર,
રૂખ કહે ઘર તુમારા હય;
યાદ હય મુઝે,
હીજકે સદમે ઝાલીમ,
ભુલ જાતા હું મગર,
દેખકે સુરત તેરી;
ખુને જીગર પીને કો,
ઓર લખ્તે જીગર ખાને કો,

"ગીઝત મીલતી હય,
જાના તેરે દિવાનેકો;
તુમ રૂઠ જાઓ હમસે,
તો હમ મીન્નત કરે;
હમ રૂઠ જાએ તુમસે,
તો હમકો મનાએ કોન?;
અબ તુમ અપના,
બનાવટસે મુંહ બનાતે હો;
વો આહ લબપે હંસી,
દેખો મુસ્કેરાતે હો."

અયશાના કોકિલા સમાન કિન્નર કંઠમાંથી છુટતા—અયશાના સુમધુર કંઠસ્વરમાંથી આમ્રવૃક્ષની વનરાજીમાંથી ટહુકતી કોયલસમા સુમીષ્ઠ મધુર સ્વરો—આલાપ સાંભળનારના હૃદયને બંસીનાદમાં જેમ સર્પરાજ ઘેલો બને છે તેમ ઘેલા બનાવતી સંગીતની લહરીઓ સીતારના તાલમાં મળીને સાંભળનારના હૃદયના તારોને ઝણઝણાવી દઇ ત્યાં અલૌકિક સ્વર્ગિય દ્રશ્ય ઉત્પન્ન કરી રહી હતી.

પુષ્પધન્વાની પટરાણી રતિને પોતાના સૌંદર્યમાં ઘડીભર લજ્જીત બનાવી દે તેવા અજબ લાવણ્યવતિ મદભર નવયૌવના—અયશાના હૃદયભેદક પ્રેમીઓના ચિત્તને વ્યાકુળ બનાવી દે તેવા અયશાના હાવભાવો અને આલાપ તથા સીતારના સુમધુર સ્વરોનું પાન કરતો સુધાકર અયશાના અજબ લાવણ્ય અને મનમોહક અવયવોના હાવભાવોનું પાન કરતો અયશાના કાતીલ નયનોમાંથી

છુટતા શરોથી ઘાયલ બની અયશાના સૌંદર્યરસના પાન સાથે સંગીતનો રસાનંદ લુંટતો ગજરાજની માફક અયશાના મદભર નયનોના કેફમાં ડોલી રહ્યો હતો.

અયશાના મદભર નયનોમાંથી–કામણગારી કીકીઓમાંથી વરસતા અમીરસના પાનથી પોતાના અંતરની તૃષાને છીપાવતો સુધાકર અયશાની નજીકમાં જઇ તે ચંદ્રવદના–ભૂવન મોહિની–સૌંદર્યની ભુરકી ફેંકી તેમાં દિવાનો કરી મુકનારી અયશાના બંન્ને હાથો પોતાના હાથમાં લઇ એક ભીખારી જેમ યાચના કરે તેમ બોલ્યો.

"અયશા ! તારા પર મરી ફીટતા–તારા માટે જીવનનું બળીદાન આપવાને તૈયાર થયેલા તારા પ્રેમીની માગણી મંજુર નહીં કરે ?" આમ કહી તીરછા નયનોથી સુધાકરને ઘાયલ કરતી અયશાને પોતાના બાહુપાશમાં જકડી તેના ગુલાબી કપોળ પ્રદેશ પર ચુંબન લીધું અને પોતાના હાથથી અયશાની હડપચી જરાક ઉંચી કરી અયશાના સૌંદર્યનું એકીટશે પાન કરવા લાગ્યો.

સુધાકરના પ્રશ્નનો કાંઇ જવાબ નહીં આપતાં સુધાકરના વિશાળ વક્ષઃસ્થળ પર માથું રાખી તેના બાહુપાશમાંજ પડી રહી સુધાકરને વધુ હિન્મત બનાવવાના હેતુથી અયશાએ મીઠું મીઠું હસતાં નીચેની ગઝલ શરૂ કરી.

"સનમકી ગોદમેં આશકકુ,
કયા ગમ આતી હય;
ગુલોકી બહારમેં,
બુલબુલકુ કયા મઝા આતી હય?–સનમકી

શબે વસ્લ આશકકી,
કયા બાતોમેં જાતી હય?
હમ તો કહેતી હય કે,
સનમ શરાબ પીલાતી હય.-સનમકી
સનમકી ગોદમેં,
વસ્લકી લહેઝત આતી હય;
યે લહેઝત આશકકા,
દિલકુ નશા લાતી હય-સનમકી
સનમકી રોશની,
આશકકુ કયા દીખલાતી હય?
હમતો કહેતે હય,
કે વો સનમમેં જહાં બતાતી હય.-સનમકી"

"અહાહા! પુષ્પધન્વાની રતિને લજાવે તેવું અતુલ સૌંદર્ય છે ને? જાણે બીજી અમરાપુરીની ઉર્વશીજ. જગતમાં આટલું સૌંદર્ય કોઇનામાં હશે? શું તે કોઇની પત્ની બનીને તેનું જીવન સુખમાં વ્યતિત કરી શકે?" અયશાની મનમોહક દેહલતાને સૌંદર્યનું પાન કરતો અયશાને તેના વક્ષઃસ્થળ સાથે દબાવતાં સુધાકર ઉપરના વિચારો કરવા લાગ્યો.

"અયશા! તારા નામનીજ જ્યાં હું માળા જપી રહ્યો છું. તારા પર મારૂં જીવન ઓવારી નાખવાને તૈયાર થયો છું છતાંયે ઓ મદઘેલી માનુની! શા માટે મને ટળવળાવે છે?"

સુધાકરને તેના મોહપાશમાં વધુ સપડાતો જોઇ મૌન રહેવુંજ તેના માટે વધુ લાભદાયક છે તેમ સમજીને અયશા સુધાકરના પ્રશ્નનો ઉત્તર નહીં આપતાં મૌનજ રહી. અયશાને મૌન જોઇ Silent is half concent એ સુત્રાનુસાર મૌનમાં અયશાની સંમતિ જોઇ સુધાકરે તેને ફરીથી તેના બાહુપાશમાં જકડી તેના અધર પર ઝરતા અમીરસનું પાન કરતાં બોલ્યો "ખરેખર, અયશા! શું તું મારી થશે?"

"તમે પુરૂષો અને ભ્રમરો બંન્ને એકજ કોટીના ગણાવ. પુષ્પમાં રસ હોય ત્યાં સુધીજ પાછળ ભમ્યા કરો પરંતુ રસ ચુસી લીધા પછી તેની તરફ નજર પણ ફેંકતા નથી એ બીનાથી હું કયાં અજાણ છું કે તમારા અમીઝરતા શબ્દોના લાળમાં ફસાઇ જાઉં? તમે પુરૂષો-અમારા રૂપના-સૌંદર્યના પુજારી છો. મારી આ લાવણ્ય-વતિ મનમોહક નાજુક યોવનપૂર્ણ દેહલતા પર મરી ફીટનારા છો પરંતુ તેનો આસ્વાદ લુંટયા પછી પુષ્પના જેવી અમારી દશા કરનારા તમારા દંભી નરહૃદયથી હું કયાં અજાણ છું."

અયશાના મદભર નયનોમાંથી છુટતા તીરોએ સુધાકરને ઘાયલ કરી દીધો હતો. તેના હૃદયમંદિરમાં અયશાનીજ મનમોહક મૂર્તિ રમી રહી હતી. અયશા સીવાય તેને આખું જગત અંધકારમય જણાતું હતું. અયશાના કાતિલ નયનોના શરોથી તે એવો ઘાયલ થઇ ચુકયો હતો કે અયશાજ તેને જીવનપ્રાણ સમી જણાતી હતી.

અયશાની ભુરકીમાં સુધાકર પાગલ બની ગયો હતો અને કુળ મર્યાદાને તિલાંજલી આપી ચુકયો હતો. શીકારને જાળમાં બરાબર સપડાયેલો જોઇ હસમુખ અને કાલીદાસની અગાઉથી પઢાવી રાખેલી

અયશાએ અશ્રુપાત કરવો શરૂ કર્યો અને ભયથી ભયભીત થયેલી હરિણિની માફક ધ્રુજતા ધ્રુજતા સુધાકરની સોડમાં ભરાતા અયશા બોલી.

"હૃદય તો કયારનુંયે મારા ભોગી ભ્રમરને અપાઇ ચુકયું છે. તન પણ તેના ચર્ણે ધર્યુ". હવે મારી પાસે આપવા જેવું શું રહ્યું છે? મારો ભોગી ભ્રમર મારી આશાના મીનારાને–મારા કુસુમકળી સમાન કોમળ હૃદયને ધ્રુંદી તો નહીં નાખે તેનીજ વારંવાર મને ભીતિ રહ્યા કરે છે." સુધાકરનું ધન કોઇપણ પ્રકારે મેળવવાની રાક્ષસી મહત્વાકાંક્ષા ધરાવનાર હસમુખ અને કાલીદાસની મદદનીશ અયશા બોલી.

"અયશા! સુંદરી!" અયશાની હડપચી પકડીને તેના નયનો તરફ ટીકી ટીકીને જોતાં સુધાકર બોલ્યો "શું તને હજી મારો વિશ્વાસ નથી આવતો? એવો કયો વજ્રસમાન હૃદયનો પુરૂષ હશે કે પોતાના હાથે ઉછેરેલી પુલવાડીનો માળી બની કુસુમરસનો ઉપભોગ કરવાને બદલે તેને ધ્રુંદી નાખવાનો પ્રયત્ન કરશે?"

"એ તો તમે પુરૂષ અને ભ્રમર બંને સરખાજ. બેમાંથી એકનો પણ વિશ્વાસ કર્યો એટલે ભોગજ મળ્યા."

"તમારા હૃદય મંદિરમાં જે નર પોતાનું સિંહાસન જમાવી બેઠો છે તેનું નામ જણાવવામાં કાંઇ હરકત જેવું છે?"

"છે અને નથી પણ" અયશાએ ટુંકો જવાબ આપ્યો.

"એટલે! અયશા! આજે તું આ શું કહે છે?"

"વાંધો તો એજ છે કે મારા આત્માના ઇશ્વર મારા હૃદય મંદિરના દેવનું નામ જણાવતાં તમો ઇર્ષાની આગમાં ધુંધવાશો તો નહીંને!"

"અયશા ! મદઘેલી અયશા ! ત્યારે શું તું મારી નહીજ થાય ?" આમ કહી ઉન્માદવશ બનેલા સુધાકરે અયશાને પાછી તેના બહુ-પાશમાં જકડીને તેના ગુલે ગુલાબી ગાલ પર ચુંબન કર્યું"

"પોતાની જાળમાં સુધાકર આબાદ સપડાયો છે અને તે હવે છટકી શકે તેમ નથી તેવી પુરેપુરી ખાત્રી થયા પછી અયશા બોલી "તમે શું ખરેખર મારા ચિત્તના ચોરને જોવા ઇચ્છો છો ? શું મારા હૃદય વલ્લભ—જેને હું મારો આત્મા અને દેહ અર્પી ચુકી છું તેને જોવાજ માગો છો ?"

"અયશા ! મદઘેલી અમશા ! ના તરસાવ તારા પાછળ દિવાનો બની ઝુરી મરવાને તૈયાર થયેલ તારા પ્રેમીને હવે વધુ ના તલસાવ. અયશા ! તારા માટે હું ધન, દૌલત સર્વસ્વ ઓવારી નાખવા તૈયાર છું ફક્ત એક વખત તું કહી દે કે તું મારી છે."

"બીછાવેલી જાળમાં આબાદ સપડાઇ ગયેલ સુધાકરને વધુ તલસાવવો ઠીક નહીં જણાતાં અયશા બોલી "મારા દેહના—અંતરના સ્વામી તમેજ છો. હું તો ફક્ત તમારા પ્રેમની પરિક્ષાજ કરતી હતી. પરંતુ તમે તો પ્રેમની પરાકાષ્ઠાએ પહોંચ્યા છો. મારી પરિક્ષામાં તમે ઉત્તિર્ણ થયા છો. આજથી આ દેહ, તન અને મન તમારા ચરણમાં અર્પણ કરી તમારા ચરણની દાસી બની છું."

આમ કહી સુધાકરના ચર્ણની રજ લેવા અયશા નીચી નમી. અયશાનું આવું વર્તન જોઇ સુધાકર એકાએક આનંદીત બની ગયો ને ચર્ણરજ લેવા નીચી નમેલી અયશાના કટીપ્રદેશ પાછળ તેના બંન્ને હાથો વીંટાળી તેને બહુપાશમાં લઇને હૃદય સરસી ચાંપી.

થોડો સમય સુધાકરની ગોદમાં પડી રહ્યા પછી અયશા સુધાકર પ્રત્યે બોલી "શું તમો મને તમારી જીવનસંગીની બનાવીને સુખી

કરવા પ્રયત્ન કરશો ! મારા સૌંદર્યનો ઉપભોગ કર્યા પછી તરછોડશો તો નહીંને ?"

'અયશા ! હજુ પણ તું મને નિર્દય હૃદયનો સમજે છે ? મારી પાસે જે સંપત્તિ હતી તે તો કયારનીએ મેં તારા ચરણુમાં ધરી દીધી છે છતાં વિશ્વાસ નથી આવતો ?"

"વિશ્વાસ તો ઘણોયે છે પરંતુ એટલાથી શું થશે ?"

"તુંજ કહે કે તારા માટે હવે હું શું કરૂં ?"

તેવામાં અગાઉની ગોઠવણુ પ્રમાણે આગળથીજ છુપાઈને અયશા તથા સુધાકરનો વાર્તાલાપ સાંભળતાં હસમુખ અને કાલીદાસ અયશાના મ્હોંમાંથી હવે શું વેણુ નીકળે છે તે સાંભળવાને તલપાપડ બન્યા.

"શ્રીમંતના સંતાન હોવા છતાં આમ શું કરો છો ? તમારે ધનની કયાં ખોટ છે ?" સુધાકરને નીચોવવા ઇચ્છતી અયશા બોલી.

"તે ખરૂં પરંતુ બધી ધન સંપત્તિ પિતાશ્રીના હાથમાં છે તેજ મ્હોકાણુ છે."

"નિરાશ શા માટે થાવ છો. હસમુખ અને કાલીદાસ જેવા મિત્રોની શામાટે સલાહ લેતા નથી ?"

"અયશા ! તું ચતુર છે. તેં મને ઠીક રસ્તો બતાવ્યો." આવી રીતે સુધાકર ને અયશાનો વાર્તાલાપ ચાલતો હતો ત્યાં હસમુખ અને કાલીદાસ આવી પહોંચ્યા.

શીકાર આબાદ જાળમાં સપડાયો છે તેવું ઇશારાથી અયશાએ કાલીદાસને સમજાવી દીધું કે તરતજ કાલીદાસ બોલ્યો "સુધાકર !" રાત્રિ ઘણી ગઇ છે માટે ચાલો. જવાને દિલ કબુલ ન કરતું હોવા છતાં સુધાકર અયશાનાજ વિચારો સેવતો અયશાની રજા લઇ કાલીદાસ ને હસમુખ સાથે ચાલ્યો ગયો.

# પ્રકરણ પાંચમું



## વઝીરા અને લક્ષ્મી

મુર્છાવશ લક્ષ્મીને રસ્તા પરથી માણુસો પાસે ઉંચકાવીને ઘરમાં લાવ્યા પછી એકાએક વઝીરાની નજર લક્ષ્મીના મુખારવિંદ પર પડતાંજ તેના અતુલ રૂપ સૌંદર્યને જોઇ વઝીરાના હ્રદયમાં આનંદ થયો. સ્વર્ગની રંભા કે ઉર્વશીને પણ તેના સૌંદર્ય અને લાલીત્યમાન દેહલતા પાસે પાણી ભરાવે તેવી નવયોવના લક્ષ્મીને જોઇ સમાજસેવા કરવાની ડંફાસો મારનારા, અંધશ્રદ્ધા પર તાગડધિન્ના કરી જગતને ઉંધા ચસ્મા પહેરાવી પોતાની આંગળીને ટેરવે નચાવનાર, ધાર્મિકતાનો મીથ્યા દંભ કરનાર અને લાંબા તથા ઉભા ટીલા તાણી જગતની નજરે ધાર્મિક જીવનની છાપ પાડવાના પ્રયત્નો કરી અનેક ધાર્મિક સ્થળોના ટ્રસ્ટીઓ બની બેઠેલાઓને પ્રજાએ વિશ્વાસે સોંપેલા નાણા પોતાની લાલસા-હવસ પોશવામાં ઉપયોગ કરનારાઓના-વેસ્યાઓના પુજારીઓના ખીસા કેવી રીતે ખાલી કરવાને તેમાં લક્ષ્મીનો કેવી રીતે ઉપયોગ કરવો તેના વિચારો કરતી તેના મનમાં બોલવા લાગી.

"છે તો અધખીલી કુમળી કળીજ. હજુ અણુસુંઘી અણખીલી કળી હોય તેમ જણાય છે. કેવું સુંદર દેહલાલીત્ય છે? ભલ ભલા નરનારી આના કાતીલ નયનો પાસે શર ઝુકાવે કે નહીં? પરવરદિગારે પણ આ માયાની પુતળીને કાળજીપૂર્વક ઘડી હોય તેમ તેના શરીરના દરેક મનમોહક અવયવો પરથી શું જણાઇ નથી આવતું?

શું આ પૂતળી મારી ઇચ્છાને વશ થશે ? જો મારી આ ધારણા સત્ય નીવડે તો પછી મને શું વાંધો છે? એની કાતીલ મારકણી આંખોજ મારા ઘરમાં ટંકશાળ પડાવવાને પુરતી નથી? અહાહા! કેવું અનુપમ સૌંદર્ય ?"

બસ, ગમે તેટલા પૈસા ખચી આની સારવાર કરી તેના રૂપના વેચાણથી મારે ઘેર ટંકશાળ પાડવી તેજ નિશ્ચય. આની પાછળ ખર્ચેલું ધન નકામું જવા સંભવ છે? નહીંજ આ પરીસુરત નાઝનીન જો મારૂં કહ્યું માનીને મારા ધંધામાં ઝંપલાવે તો મારા ઘરે પૈસાનો વરસાદ વરસે તેવું અજબ તેનું હુસ્ન છે."

આવી રીતે લક્ષ્મી સબંધી વિચાર કરતી વઝીરાને લક્ષ્મીએ તેની મુર્ચ્છા ઉતરતાં આંખો ઉઘાડતાંજ તેણે કોઇ અપરિચિત રમણીને બાજુમાં પંખો નાખતી બેઠેલી જોઇને પોતે કયાં આવી પડી છે તે જાણુ-વાના હેતુથી કહ્યું બ્હેન! હું કયાં છું? મને અહીંઆ કોણ લાવ્યું? આપનું નામ શું ?"

"શાન્ત થા તારી તબીયત સારી નથી. જરા આરામ લે" લક્ષ્મીના પુછેલા પ્રશ્નનો જવાબ નહીં દેવાની વઝીરાની ઇચ્છા હોવાથી વાતને ઉડાવતાંજ બોલી.

આટલા વખતમાં લક્ષ્મી પૂર્ણ સ્વાસ્થ્યમાં આવી ગઇ હતી તેથી તેની પથારીમાં બેઠી થઇને આમ તેમ જોઇ રહી હતી. ને પેલી બાઇને તેના પ્રશ્નનો જવાબ નહીં આપતી જોઇ બોલી "તમો મુસલમાન છો?"

"ને તમોએ કેવી રીતે જાણ્યું?" વઝીરા મૌન ભંગ કરતાં બોલી.

'ઘરની વસ્તુસ્થિતિ પરથીજ તો"

"તમારે હિંદુ મુસલમાનનું કામ છે કે તમારા સ્વાસ્થ્યનું!"

"તમોએ મને અહીં લાવી ઉપકાર કર્યો છે તે માટે તમારી આભારી છું પરંતુ મારા જેવી હિંદુ બાળાથી વધુ સમય અહીં રહી શકાશે નહીં માટે રજા ચાહું છું."

"તમારી ઇચ્છા હોય ત્યાં સુખેથી તમે જઇ શકો છો. બ્હેન! ડરો નહીં તમારો ધર્મ છોડાવવા હું નથી ઇચ્છતી. હિંદુ અને મુસલમાન બંન્ને એકજ પાક પરવરદિગારના સંતાનો છે. મારે કાંઇ સંતાન નથી. હું તમોને મારી બેટી જેવીજ સમજુ છું. અહીંઆ રહેવાથી તમારો ધર્મ કોઇ પણ જાતના ભયમાં આવી પડશે તેવી બીતિ તમારા હૃદયમાંથી કાઢી નાંખો. તમારી તબીયત હજુ સારી નથી. આરામની જરૂર છે ત્યાં તમો આવી હાલતમાં કયાં જશો?" પોતાની રાક્ષસી મહત્વાકાંક્ષા પોશવા સોનેરી જાળમાંથી છટકી જતું પંખી રોકી રાખવા વઝીરા ઉપરના મીઠાશભર્યા શબ્દોમાં બોલી.

"શું મુસલમાનો હિન્દુઓ તરફ આટલું સારૂં વર્તન ચલાવે છે?"

"બ્હેન! પાંચે આંગળીઓ સરખી હોય છે ખરી?"

"ત્યારે શું આ બાઇને ખરેખર મારી દયાજ આવતી હશે? મારા સૌંદર્યમાં અંજાઇ મને ફસાવવાના પ્રયત્ન નહીં કરતી હોયને? મારે શું કરવું? આની માગણીનો સ્વીકાર કે ઇન્કાર?" વઝીરને શું જવાબ આપવો તેની લક્ષ્મીના હૃદયમાં ગડમથલ થવા લાગી.

"બ્હેન! જગતમાં સઘળા મનુષ્યો સરખાં નથી હોતાં તે હું તમોને [illegible] સુખી હોવા છતાં જ્યારે તમોને મારા શબ્દોમાં [illegible] નહીં આવતો તો તમારી ઇચ્છામાં આવે ત્યાં જવાને તમો

સ્વતંત્ર છો" વિચારમગ્ન લક્ષ્મીને તેની જાળમાં વધુ ફસાવવા વઝીરા બોલી.

"તમે હિંદુ અને હું મુસલમાન છું તેથી શું ? મારે કાંઇ પણ સંતાન નહીં હોવાથી તમોને બેટી માફક રાખવામાં આપણા ધર્મનું ભીન્નત્વપણું અટકાવી શકે તેમ છે ? નહીંજ. તમે અનાથ છો. આશ્રયહીન છો અને કોણ જાણે મારા હૃદયમાં શા માટે તમારા તરફ માતા સમાન લાગણી ધરાવતો સ્નેહઝરો વહી રહ્યો હશે ? આ સ્નેહઝરાને અખંડીત રાખવાજ હું તમોને તમારા ધર્મમાં કોઇપણ જાતની આંચ ન આવે તેવી રીતે તમારૂં લાલન-પાલન કરવાનો કોડ ધરાવું છું. પરંતુ જયારે તમે જવાજ ઇચ્છો છો ત્યારે લાચાર છું."

"તમારી ઇચ્છા જવાનીજ છે તો હું તમોને અટકાવનારી કોણ ?" આમ કહી પોતાના ખીસામાંથી દસ રૂપીયાની નોટ કાઢી લક્ષ્મીને આપવા હાથ લાંબો કરતાં લક્ષ્મીનો મનોભાવ જાણવાનો પ્રયત્ન કરવા લાગી.

વઝીરાના ઉપરના શબ્દોએ લક્ષ્મીના હૃદયપર બરાબર અસર જમાવી. વઝીરાના ઘરમાં રહેવાથી પોતાનો ધર્મ અને જાતિને ભયમાં પડેલી જોતી હતી, તેના હૃદયમાં વઝીરા પ્રત્યે માનની લાગણી ઉત્પન્ન થઇ ને તેના મનમાં બોલી ઉઠી. "મારા પ્રત્યે આટલી મમતા શું તે ખરેખર ધરાવતી હશે? ત્યારે શું કરૂં ?" આમ બોલીને વિચારમાં પડી ગઇ.

"બદમાશોના હાથમાં સપડાયા પછી શું બન્યું તે હું ક્યાં જાણું છુ ? હું કેવી રીતે અહીં આવી ? મારી અચેતનાવસ્થામાં

મારી સુશ્રુષા કરનાર બાઇ અવશ્ય દયાળુ હોવી જોઇએ, પરંતુ આ શું ? મારો આત્મા તેની માગણીનો સ્વીકાર નહીં કરવાને આ માટે ના પાડે છે ? નજર સામે અશુભ સ્વપ્નો કેમ તરવરી આવે છે ? મને ફસાવી તે મારા ધર્મનો નાશ તો નહીં કરાવેને ! મારો આ ભય સાચો તો નહીં નીવડેને ? હવે મારે શું કરવું ?"

આમ વિચાર કરતી કોઇપણ નિશ્ચયપર આવ્યા વિના લક્ષ્મી વિચાર નિદ્રામાં બેઠી હતી તેવામાં પાછા તેના હૃદયમાં વિચારો આવવાથી તે તેના મનમાંજ બોલવા લાગી "તેની માગણી સ્વીકારવાથી મારું અનિષ્ઠ થવા સંભવ છે ? મારી ઇચ્છા પ્રમાણે ચાલવાને હું મુખત્યાર છું. મારી ચાલ્યા જવાની ઇચ્છા થાય તો તે મને રોકનાર કોણ છે ? જ્યાં સુધી મારો આત્મા પવિત્ર અને સાફ છે ત્યાં સુધી શું હરકત છે ? જીવનનો એક પાસો નાખી તો જોઉં કે શું પરિણામ આવે છે ?" આમ વિચાર કરી લક્ષ્મીએ વઝીરાની માગણી સ્વીકારવાનો નિશ્ચય કર્યો.

"આ બેહીસ્તની હુર મારા પંજામાં સપડાઇ શું સોનાની રેલ રેલાવશે ખરી ?" વિચારમગ્ન દશામાંથી લક્ષ્મીએ ઉંચું જોયું અને વઝીરા પ્રત્યે બોલી "ફસાવના તો નથીને ? હું તમારી માગણીનો સ્વીકાર કરૂં છું." લક્ષ્મીના આ શબ્દો સાંભળી વઝીરાના દિલમાં આનંદ થયો. ને તેને બેટી પડી અને છાતી સરસી ચાપતાં બોલી.

"અને તું સમજી તેથી મારા દિલમાં અપાર આનંદ થાય છે. આ તારૂંજ ઘર સમજજે."

"પરમાત્મા મારા જેવી એક દુઃખી બાળાને સહાય કરવા માટે તમારૂં ભલું કરશે."

"પરંતુ તું ઉદાસ કેમ છે?" લક્ષ્મીના ગુલાબ ગાલ સમાન કપોળ પ્રદેશપર હાથ ફેરવતાં વઝીરાએ પૂછ્યું.

"સ્હેજ." લક્ષ્મીએ ટુંકામાંજ જવાબ આપ્યો.

"બ્હેન! તને જો કોઇ જાતની હરકત ન હોય તો તું મારા ઘર આગળ કેવી રીતે બેભાન અવસ્થામાં આવી પહોંચી તે જણાવશે?"

"દયાળુ બાઇ! મારી કમકથાની મનુષ્યના હૃદયને પીગળાવી દે તેવી છે માટે તે ન સાંભળવી તેજ સારૂં છે."

"જો તને દુઃખ થતું હોય તો તે જાણવાની મારી લેશપણ ઇચ્છા નથી."

"તમારી સાંભળવાની ઇચ્છાજ છે ત્યારે સાંભળો" આમ કહીને લક્ષ્મીએ તે વઝીરાના મકાન પાસે કેવી રીતે આવી પહોંચી તે તેણે જણાવી દીધું.

લક્ષ્મીની હકીકતથી વાકેફ થયા પછી વઝીરા લક્ષ્મી પ્રત્યે બોલી "શું તમારો હિન્દુ સમાજ આ વીસમી સદીના પ્રગતિના યુગમાં પણ આટલી બધી પીછે હઠ કરી રહ્યો છે? આવા રૂઢીના બંધનોમાં

જકડાયો છે ? તમારી જેની સાથે પરણુવાની ઇચ્છા ન હોય તેની સાથે રૂઢીના બંધનમાં જકડાયેલો તમારો સમાજ તમોને પરણાવી દે તે બળાત્કાર નહીં તો બીજું શું કહેવાય ?"

"આના કરતાં તો અમારો સમાજ શું ભુંડો ? ગમે ત્યારે છુટા છેડા લઇ શકાય અને પતિના મરણુ પછી બીજો પતિ પણુ કરી શકાય. તમારા કુવામાંના દેડકા જેવા સમાજની માફક અમારી દસ વરસની છોકરી તેનો ધણી મરી ગયા પછી બીજો ધણી નહિં કરતાં તમારી માફક છુપા અત્યાચાર કરી બાળહત્યાના પાપ નહીં વ્હોરી લેતાં ધણીનાં મરણુ પછી અમુક સમયે બીજો પતિ કરી લ્યે તો શું ખોટું ?"

"તમોએ મારાપર અનેક ઉપકારો કર્યા છે છતાં પણુ તમે મારા ધર્મનું ખરાબ બોલશો, મારા ધર્મની નીંદા કરશો તે મને નહીં પાલવે. તમોને તમારો ધર્મ જેટલો સારો લાગે છે તેટલોજ બીજાંઓને લાગે તેનું તમોને ભાન છે ? એક બીજો મુઓ કે ઉભો કરનારી તમારા જેવી સ્ત્રી વૈધવ્યની મહત્તા કયાંથી જાણી શકે ? વૈધવ્ય જગતમાં એક અનોખી વસ્તુ છે, તમે કવિ કલાપીના "છે વૈધવ્યે વધુ વિમળતા બ્હેની સૌભાગ્યથી કંઇ" એ ભાવના ભર્યાં કાવ્યનો રસ કયાંથી લુટી શકો.

વિધવા અમારા સમાજમાં પૂજ્ય ગણાય છે. અને તે કેટલી બધી તેનું તમોને ભાન છે ? અમે હિંદુઓ ગંગાને પવિત્ર માનીએ છીએ તે તો જાણો છો ને ? અને તેટલીજ અમો વિધવાઓને પણુ

પવિત્ર અને પૂજ્ય માનીએ છીએ અને તેથીજ તેને ગંગા સ્વરૂપ કહીએ છીએ તે તમારા ખ્યાલમાં છે ?

"જ્યાં મારા ધર્મનું અપમાન થાય ત્યાં હું એક પળ પણ રહેવા ઇચ્છતી નથી" આમ કહી જ્યાં તેનું ભાગ્ય લઇ જાય ત્યાં જવાને લક્ષ્મી જવા લાગી.

હાથમાં આવેલા પંખીને એકાએક ઉડી જતું જોઇ વઝીરા લક્ષ્મી પ્રત્યે બોલી " હું રામ અને રહેમાનને એકજ સમજુ છું. બેટા ! તારી લાગણી દુભવવાની મારી ઇચ્છાજ ન હતી છતાં પણ તારી લાગણી મારા શબ્દોથી દુભાઇ હોય તો હું ફરીથી તેવું નહિ બોલું તેમ છતાં તારે જવુંજ હોય તો તુ સુખેથી જઇ શકે છે."

" તમારો આટલો બધો આગ્રહ છે તેથી ચાલ્યા જવાની મારી સ્હેજ પણ ઇચ્છા થતી નથી. ફરીથી તમે મારા ધર્મ માટે આવું ન બોલવાનું કબુલ કરો તો જ હું રહેવાને તૈયાર છું નહીંતર મારૂં ભાગ્ય જ્યાં મને લઇ જાય ત્યાં જવાને હું આ ચાલી."

નાસી જતાં પક્ષીને પાછુ જાળમાં સપડાયેલું જોઇ વઝીરાને જરા આનંદ થયો ને તે આનંદીત હૃદયે બોલી " મને તારી માંગણી મંજુર છે."

# પ્રકરણ ૬ ઠું

—— × ——

## બાપ મર્યે બમણા

કાલીદાસ, હસમુખ અને સુધાકર જ્યારે દેવમંદિરના મહારાજ પાસ આવી પહોંચ્યા ત્યારે ત્યાં વેવલા ભકત ભકતાણીઓના ટોળામાં એક બાજઠપર બેસીને દેવમંદિરનો મહારાજ કૃષ્ણ ભગવાનની રાસલીલાનું વર્ણન કરી રહ્યો હતો. સૃંગાર રસમાં લીન બની ગયેલા મહારાજ ભક્ત ભક્તાણીઓના હૃદય પર રાસલીલાના વર્ણનની છાપ પાડતાં અદભુત રીતે ખીલી નીકળ્યા હતા.

મહારાજને કથા કરવામાં લીન થએલા જોઇ અને કથા પુરી થયા પહેલાં મહારાજ સાથે કાંઇ પણ વાતચીત થઇ શકશે નહીં તે બીનાથી કાલીદાસ સારી રીતે વાકેફગાર હોવાથી તે પણ સુધાકરને હસમુખની સાથે કથા સાંભળવા બેઠો.

રાસલીલાનું શૃંગારીક વર્ણન આવતાં મહારાજ તેમના વેવલા ભક્ત ભકતાણીઓ પ્રત્યે બોલ્યા "વ્રજની ગોપીઓ કનૈયાના બંસીનાદમાં ઘેલી બની તેને મળવાને દોડી જતી હતી. અહાહા! તે બંસીમાં કેવું અજબ જાદુ હતું ?"

આમ કહી મહારાજની ચકોર આંખ પાપી શીકારની શોધમાં ચોતરફ ફરવા લાગી તેવામાં મહારાજની નજરે એક આધેડ વયની શૃંગારહીન બાળા પર પડી. તે બાળાને જોતાંજ મહારાજને ગલગલીયા થવા લાગ્યા. તેના રૂપમાં મહારાજ પાગલ બન્યા ને કોઇ પણ રીતે તેને મેળવવાનો નિશ્ચય કર્યો. ઘણુંજ બારીકાઇથી નીરક્ષણ

કર્યા પછી તે બાળાની પાસે બેઠેલ બાઇ પ્રત્યે મહારાજ બોલ્યા "પદમા બેન! તમારી પાસે બેઠેલી બાળા કોણ છે? તમારી સાથેજ આવેલ છે તે?"

"ગુરૂ મહારાજ! તે મારી બાર વર્ષની ઉમરે સંસારનો વા જોયા વિના રાંડેલી દીકરી છે. પ્રભૂ સ્તવનમાં મન પરોવવા તેને દરરોજ મંદીરે લઇ આવું છું" આંખમાં આવેલા આંસુ લુછતાં પદમા બોલી.

"ત્યારે તો તમારા ઉપર દુ:ખ પડ્યું" આમ કહી મહારાજ તેના મનમાં બોલવા લાગ્યા. "જ્યારે કોઇ પણ જાતના શૃંગાર વગર તે આટલી બધી સુંદર જણાય છે ત્યારે વસ્ત્રાલંકારોના ઠાઠમાં તો પદ્મીણી જેવીજ સુંદર લાગે. અહાહા! કેવું ગજબ-કાતીલ સૌંદર્ય છે?"

આવી રીતે બોલ્યા પછી મહારાજ પદ્માબાઇ પ્રત્યે બોલ્યા: "જેવી પરમાત્માની ઇચ્છા. આપણા પર તે જે દુ:ખ પાડે તે આપણે મુંગે મોઢે સહેવું રહ્યું. અત્યારથી તેના પર ધામીંકતાની છાપ પાડવાનો તમારો વિચાર ઘણોજ ઉત્તમ છે. તેને તમે દરરોજ મંદિરે તેડતા આવજો નિર્વાણને યોગ્ય થયે હું તેને નિર્વાણ ચડાવી મોક્ષનો માર્ગ બતાવીશ" આટલું બોલ્યા પછી બાળીકાના શૃંગારહીન ચમકતા ચ્હેરાપરના સૌંદર્યનું પાન કરતાં બાળીકા પ્રત્યે બોલ્યા.

"દરરોજ તું મંદીરે આવશે ને? તને નિર્વાણ ચડાવું તો ગમે કે નહીં?"

નિર્વાણ શબ્દની અથવા તો તે શું ચીજ છે તેની તે બાળાને કાંઇ પણ ખબર નહીં હોવાથી ફક્ત પોતાનું માથું હલાવી તેણે સંમતિ આપી.

તેવામાં ઘડીયાળમાં નવના ટકોરા થતાંજ મહારાજ ઉઠયા ને તે બાળા તરફ જોઇ "હરિ રસનું પાન કરવા દરરોજ આવતી રહેજે તેમ કહીને જવા જતા હતા તેવામાં કાલીદાસ અને હસમુખ તરફ તેની નજર પડતાં મહારાજ કાલીદાસ પ્રત્યે બોલ્યા "કાલીદાસ! કેમ આવવું થયું?"

'મહારાજના દર્શનાર્થે' "કાલીદાસે ટુંકામાંજ જવાબ આપ્યો. ને મહારાજની પાછળ પાછળ જવા લાગ્યો.

મહારાજના ખાનગી ઓરડામાં આવી પહોંચતાંજ કાલીદાસ મહારાજ પ્રત્યે બોલ્યો "આજ તો સરસ બીલ્લું આપણી જાળમાં ફસાયું છે. આવો શીકાર તો કદિયે આપણે હાથે ચડયો નથી."

"એવો સરસ શીકાર કોણ છે?" મહારાજ કાલીદાસના ઉપરના શબ્દો સાંભળી આનંદીત થતાં બોલ્યા.

"રસીકને તો તમે સારી રીતે ઓળખતા હશો?"

"તેને ન ઓળખે તેવા કોણ હશે? પણ છે શું?" બીનાથી વાકેફ થવાને અધીરો થઇ રહેલ દેવમંદિરનો મહારાજ બોલ્યો.

"તેના સુધાકરને મેં આપણી જાળમાં બરાબર સપડાવ્યો છે."

"પરંતુ તે છોકરો તો અજબ ચાલાક છે. આપણને છેતરી ન જાય તે માટે ચેતતો રહેજો."

"તે માટે તમારે ચિંતા કરવાની કાંઇ જરૂર નથી. તે દિવસે હું તમોને નનંદી અયશા પાસે લઇ ગયો હતો તેના રૂપ સૌંદર્યની જાળમાં સુધાકરને બરાબર ફસાવ્યો છે. સુધાકર પણ અયશાની લાવણ્યવતી દેહલતા, મદભર નયનોને યૌવનના રંગમાં દિવાનો બની ગયો છે.

"તો પછી અહીંઆ આવવાનું કાંઇ પ્રયોજન?" કાલીદાસના આવવાનું કારણ જાણી લેવા માટે મહારાજે પુછ્યું.

"તેની પાસે જે રોકડ કે દાગીના હતા તે તો અયશાયે ક્યારનાયે હાથ કરી લીધા છે. હવે તેની પાસે એક રાતી કોડી પણ નહીં હોવાથી તેનો બાપ મરી જાય ત્યારે તમોને "બાપ મર્યે બમણા" આપવાની કબુલાત આપીને તમારી પાસેથી વ્યાજે પૈસા લેવાને મારી મારફતે આવ્યો છે." પાસો ફેંકતા કાલીદાસ બોલ્યો.

"એ તો બધું થઇ રહેશે, પરંતુ અયશાને મળતા પૈસામાં આપણી કાંઇ દલાલી રાખી છે કે નહીં?"

"તમારા, મારા અને હસમુખના દરેકના બબ્બે આના આપી બાકીનું અયસા રાખે તેવું નક્કી કર્યું છે. હવે તો તમોને સંતોષ થયો ને?"

કાલીદાસની ઉપર પ્રમાણેની વાતચીતથી મહારાજ ઘણાજ ખુશ બની ગયા અને આનંદીત સ્વરે કાલીકાસ પ્રત્યે બોલ્યા "હમણાં તું મારી પાસેથી કેટલા પૈસા લેવા માંગે છે?"

"એક લાખથી ઓછા તો નહીંજ."

"પરંતુ તને ખાત્રી છે કે સુધાકર તેનો બાપ મરી ગયા પછી મને બે લાખ રૂપીઆ આપી દેશે?"

"તે માટે બેફીકર રહો. તેના બાપનો ઘડો લાડવો કરી સુધાકરની માલમીલકત હજમ કરી જવાનાજ વિચારો હું કરી રહ્યો છું."

'વારૂ ત્યારે સુધાકર ક્યાં છે?"

"બ્હાર હસમુખ સાથે બેઠો છે." આમ કહી હસમુખ તથા સુધાકરને બોલાવી લાવવા તે ત્યાંથી ચાલ્યો ગયો.

કાલીદાસના જવા પછી દેવમંદિરના મહારાજ તેના મનમાં બોલવા લાગ્યા " મારે આ બદમાશથી ચેતતા રહેવાની જરૂર છે. કાંઇ નહીં. બેટા, કાલીદાસ ! જ્યાં સુધી તારી જરૂર છે ત્યાં સુધી ઉપયોગ કરી લેવા દે " આમ કહી પાછો બોલવા લાગ્યો " કેવો લુચ્ચો છે ? ફુલ કેવા શોધી લાવે છે ? મારે તો મારૂં કામ સાધી લેવું જોઇએ. આજ સુધી જેવી રીતે ધનવાનોના છોકરાઓને "બાપ મર્યે બમણા" નાણા આપવાની શરતે લખતો કરાવી તેઓની માલ મીલકત હજમ કરી ગયો છું અને અક્કલ વગરના ધનવાનોના છોકરાઓને રસ્તાના રખડતા ભીખારી બનાવ્યા છે. તેમ ભલે સુધાકરની પણ સ્થીતિ થાય. ગમે તે ભોગે અજબ કામણગારી નખરાળી નાઝનીન-અયશાને પણ મારી જાળમાં ફસાવવી જોઇએ. કેવા કાતિલ નયનો છે ?"

આવી રીતે મહારાજ વિચાર કરી રહ્યા હતા તેવામાં કાલીદાસ હસમુખ અને સુધાકરને લઇને ત્યાં આવી પહોંચ્યો અને મહારાજ પ્રત્યે બોલ્યો " રસીક શેઠના ચીરંજીવી સુધાકર ભાઇ."

" તારૂં નામ સુધાકર કે ? " એકાએક નિંદ્રામાંથી ઝબકી ઉઠયા હોય તેવો ભાવ કરતાં બોલ્યા. " અહીંઆ કેમ આવવું થયું સુધાકર ? "

મહારાજના આ પ્રશ્નનો ઉત્તર નહીં આપતાં સુધાકર ચુપજ રહ્યો. સુધાકરને ચુપ રહેલો જોઇ કાલીદાસ બોલ્યો " તેઓને હમણાં થોડા પૈસાની જરૂર છે તેથી તમારી પાસેથી વ્યાજે લેવા આવેલ છે.

" કેમ સુધાકર ! આ ખરી બીના છે ?"

સુધાકરે ડોકું ધુણાવી હા કહી.

"પૈસા જોઇતા હતા તો અહીંયા આવવાની તકલીફ લેવાની જરૂર ન હતી. કાલીદાસ! તુ પણ મુર્ખોજ રહ્યો. હું સુધાકરને ક્યાં નથી ઓળખતો કે અહીંઆં લઇ આવ્યો? રશીક શેઠના સુધાકરને થોડા પૈસાની જરૂર છે તેમ તેં મને કહ્યું હોત તો હું ન આપત? આ પૈસા ક્યાં જાય તેમ છે." મહારાજે પોતાની ભલાઇની સુધાકર પર છાપ પાડવા કહ્યું.

"સુધાકર ભાઇ! તમોને તસ્દી આપવા માટે ભુલ થવા બદલ માફી માગું છું" કાલીદાસે એક કાંકરે બે પક્ષી મારવા જેવું કહ્યું.

"કાંઇ નહિ, તેમાં તસ્દી શાની? આવ્યો તો મહારાજશ્રીના દર્શન તો થાયને?" સુધાકર બોલ્યો.

"ત્યારે તમોને હાલમાં કેટલા પૈસાની જરૂર છે?" સુધાકરને ફસાવવાની જાળ બીછાવતાં મહારાજ બોલ્યા.

"હાલમાં તો પચ્ચીસ હજારની જરૂર છે. વ્યાજ શું લેશો?"

"તમારૂં તે વ્યાજ હોય? ફકત દસ્તાવેજ પર "બાપ મર્યે બમણા" આપવાની સહી કરી આપી તમારે જોઇએ તેટલા લઇ જજો. તમોને ધીરેલાં નાણા ક્યાં ખોટાં થવાનાં છે." સુધાકરના બાપની મીલકત પર ડોળા ફેરવતાં—તેને હજમ કરી જવાના વિચારો કરતાં બોલ્યા.

"લાવો ત્યારે સહી કરી આપું." પૈસા મેળવવાને આતુર બનેલો સુધાકર બોલ્યો. મહારાજના હાથમાંથી દસ્તાવેજ લઇ તેના પર સહી કરી "બાપ મર્યે બમણા" આપવાનું લખત કરી આપી મહારાજની પાસેથી પચ્ચીસ હજારની નોટો લઇને મહારાજને નમન કરીને સુધાકર બદમાશ કાલીદાસ ને હસમુખની સાથે ચાલ્યો ગયો.

# પ્રકરણ ૭ મું

—+—

## વિપત્તિનું વાદળ

યૌવનના બાગમાં હીંચતી ઉર્વશી નિરૂપમાના રૂપ સૌંદર્યમાં લુબ્ધ બની ગયેલ પોતાની ક્ષણીક તુચ્છવાસનાને પોશવા નિરૂપમાને ફસાવવા દેવમંદિરના મહારાજે તેના નીચ, કાળા કર્મો કરનારા કુકર્મિ સાથીઓ સાથે મસલત કરી નિર્દોષ નિરૂપમા પર વ્યભીચારનું આળ ચડાવી તેને સમાજમાં હડધુત કરવાનું જે કાવતરૂં રચ્યું હતું તેની શરૂઆત નિરૂપમા જ્યારે પાણી ભરીને ચાલી આવતી હતી ત્યારે દેવમંદિરના મહારાજની ઉશ્કેરણીથી પૈસા પાસે સુકર્મ કે કુકર્મને નહીં જોનાર—પૈસો મળે તો ગમે તેવા કાળા કામો કરવામાં પાછી પાની નહીં કરનાર કુટીલના હાથમાં પાસાની પેઠે રમનાર મદને નિરૂપમા તરફ આંખ મારતાંજ સતામણીનો પાસો ફેંકયો.

મદનના આ ગેરવર્તન તરફ જરા પણ લક્ષ નહીં આપતાં નિરૂપમા તેના ઘરે આવી પહોંચી ત્યારે તેનું હૃદય ભયથી વ્યાકુળ બની ગયું હતું. તેનું જમણું અંગ વારંવાર ફરકવા લાગ્યું. આ ખરાબ ચિન્હો જોઇ નિરૂપમા તેના મનમાં બોલી ઉઠી.

"લોકો જગતના કર્તા—ઉત્પાદક પરમાત્માને ગરીબનો બેલી—નોંધારાનો આધાર, પરદુઃખભંજન એવા અનેક નામોથી વધાવે છે પરંતુ મને તો તેવો હોય તેવું કંઇજ જણાતું નથી. જો તે ગરીબનો બેલી કે નોંધારાનો આધાર હોય તો પછી મારા જેવી આશ્રયહીન અબળા પર "વિપત્તિનું વાદળ" શા માટે વરસાવત? કયાં છે તે

નોંધારાનો આધાર અને ગરીબનો બેલી? મને તો તેવું જગતમાં અસ્થીત્વ હોય તેમ જણાતું નથી.

"નોંધારાનો આધાર, ગરીબનો બેલી મારો સહાયક થશે એમ બોલી મનને મનાવવાનીજ એક યુકિત છે." આવી રીતે નિરૂપમા બોલતી હતી તેવામાં તેના મનમાં કાંઇક વિચાર આવતાં બોલી "નિરૂપમા આ શું કરે છે? સચરાચર જગતને પોતાની આંગળીના ટેરવે નચાવનાર પરબ્રહ્મનો તને વિશ્વાસ નથી? તારા પર વિપત્તિ પડે તેમાં તેનો શું દોષ? તે તો તારા કર્મનુંજ ફળ છે."

નિરૂપમા જ્યારે ઉપર પ્રમાણેના વિચારો કરતી તેના ઘરમાં બેઠી હતી ત્યારે નિરૂપમાને તેના અપાર સૌંદર્યમાં અંજાઇ ગયેલો મદન કેવી રીતે જાળમાં ફસાવવી તેના વિચારો કરતો ચાલ્યો આવતો હતો. નિરૂપમાના ઘર પાસે આવતાંજ તે બોલી ઉઠયો "કેવી ખુબ સુરત છે. અહાહા! શું તેનું રૂપ? અત્યાર સુધી મારી જાળમાં સપડાયેલી સુંદરીઓ કરતાં તે શ્રેષ્ઠ છે, પરંતુ આ રૂપસુંદરીના સૌંદર્યનો આસ્વાદ કેમ લુંટાય? તે મદઘેલીને હું કેવી રીતે મેળવી શકું?" આમ બોલતો બોલતો તે નિરૂપમાના ઘર પાસે આવ્યો ને બારણું ધક્કો મારતાંજ ખાલી બંધ કરેલું હોવાથી ઉઘડી જતાં તે બોલી ઉઠયો.

"નક્કી તે મને ચાહતી હોય તેમ જણાય છે, નહીંતર આમ બારણું ખુલ્લું શા માટે રાખે? તે મદઘેલી મારી થશે તેમાં હવે કાંઇ શંકા જેવું નથી" આમ વિચાર કરતો તે નિરૂપમા વિચાર-મગ્ન દશામાં બેઠી હતી ત્યાં આવી પહોંચ્યો.

નિરૂપમાને વિચારમગ્ન દશામાં બેઠેલી જોઇ તે તેના મનમાં બોલવા લાગ્યો "મારા વિચારો તો તે નહીં કરી હોયને?" એવામાં નિરૂપમાના નીચેના શબ્દો તેના કાને પડયા "શંકરના ત્રિલોચનમાંથી ઝરતા અગ્નિએ રતિપતિના મદનનો સંહાર કર્યો છે છતાંયે મદન અમોને શા માટે સંતાપતો હશે? મદન! મદન! તારાથી થાય એટલું જોર અજમાવી જો પરંતુ આ નિરૂપમા તારી સામે અજેય બનીને ખડી રહેશે."

નિરૂપમાના મ્હોમાંથી "મદન" શબ્દ બોલાતો જોઇ મદનના હૃદયમાં આનંદ થયો. નિરૂપમા તેવાજ વિચારો કરે છે તેવું સમજી જતાં એકાએક વિચારમગ્ન નિરૂપમાનો હાથ પોતાના હાથમાં લેતાં બોલ્યો "નિરૂપમા! તું મારી થશે?"

મદનના સ્પર્શથી નિરૂપમાની વિચારનિંદ્રા તુટી ગઇ. પરપુરૂષને તેની નજર સામે ઉભેલો જોઇ તેનો હાથમાંથી પોતાનો હાથ છોડવી લેતાં બોલી "તમે કોણ છો અને શા માટે આવ્યા છો?"

'નિરૂપમા! મને નથી ઓળખતી? કયાં ગયા તારા મ્હોંમાંથી ઉચ્ચારાયેલા મદન શબ્દો? જે મદનના નામની તું માળા ફેરવતી હતી તે મદન તારી સેવામાં હાજર થયો છે. સુંદરી! સેવકની સેવા સ્વીકારીને આભારી નહીં કરે?"

"ભાઇ! તમારી કાંઇક ભૂલ થયેલી છે. મારા જેવી વિધવાના મ્હોંમાં તમારૂં નામ શા માટે હોય? પતિ અને પરમાત્માના નામ સીવાય અન્યના નામનું સ્મરણ કરવું તે પાપ નથી? અને હું તો વિધવા છું. આ જગતમાં વૈધવ્ય ધર્મ પાળી સ્ત્રીના બંધનમાં જકડાયેલા આપણા હિન્દુ [illegible] મારા વૈધવ્ય ધર્મથી વિધવાઓને

હડધુત કરનારાઓને તેઓ સૌભાગ્યવતી કરતાં વિધવાની ઓછી કદર કરે છે તેમાં તેઓની ચોકખી ભૂલ થાય છે અને વિધવાઓ સૌભાગ્યવતીઓ કરતાં વધારે પવિત્ર છે અને તેઓના નામ પહેલાં આદીકાળથી લખાતો ગંગાસ્વરૂપ શબ્દજ તેનો યથાર્થ ખ્યાલ આપે છે તે ખુલ્લે ખુલ્લું જણાવી આપવા ઇચ્છું છું. આપણા પૂર્વજો અક્કલહીન નહીં હતા કે સૌભાગ્યવતીથી વિધવાને વધારે પવિત્ર માની વિધવાઓની પૂર્વે ગંગાસ્વરૂપ શબ્દ લખતા હતા?

ક્યાં છે આજે આપણા પૂર્વજોના જેવી સ્ત્રીઓ પ્રત્યેની ભાવના? અત્યારે જ્યારે સૌભાગ્યવતીઓજ હડધુત થઇ રહી છે ત્યારે વિધવાઓની સ્થીતિ વિશે પુછવાનું જ શું હતુ?"

નિરૂપમાના રૂપસૌંદર્યમાં સ્નાન કરવા આવેલા મદનને તો આ બધું ટાયલા જેવુંજ જણાયું. સ્ત્રીઓ કદિ પણ નરમાશથી પુરૂષોને તાબે થતી નથી તેવું સમજીને નિરૂપમા પ્રત્યે બોલ્યો "નિરૂપમા! વિધવાઓની આપણા સમાજમાં કેટલી બધી કરૂણ હાલત છે તેનાથી તમે ક્યાં અજાણ છો. અમો વિધવાઓના પુનર્લગ્ન કરાવી તેઓને ઉન્નતિના માર્ગે લઇ જવા ઇચ્છીએ છીએ. બોલો, તમો અમારા કાર્યમાં અમોને મદદ કરી વૈધવ્ય સેવતી બ્હેનોને સુખી કરવાનો પ્રયત્ન નહીં કરો?'

"ભાઇ! વૈધવ્ય ધર્મ સૌભાગ્યવતી સ્ત્રીના ધર્મ કરતાં પણ ગહન અને ઉચ્ચ છે. વિધવાઓ અને તેનાંયે હિન્દુ વિધવાઓજ હિન્દુ સમાજનો એક ઉજ્જવળ અંશ છે. હું વિધવાઓના પુનર્લગ્ન થાય તેના કરતાં વૈધવ્ય ધર્મ પાળીને વિધવાઓ જગતને લાભદાયક થાય તેમ ઇચ્છું છું.'

" પરંતુ નિરૂપમા ! શા માટે મારી માંગણી તરછોડો છો ? હું તમોને દરેક રીતે સુખી કરવા પ્રયત્ન કરીશ. નિરૂપમા ! વિધવાઓ છુપો વ્યભિચાર સેવી બાળહત્યાના પાપને પોશે તેના કરતાં પુનર્લગ્ન કરે તેમાં તમોને શું ખોટું જણાય છે ? આજકાલ બુઢા બબુખોની વાસના પોશવાને અપાતા કુમળી કળીના બળીદાનો અને તેવા બળીદાનોમાં હોમાયેલી બાળાઓનો ઉધ્ધાર કરવો યોગ્ય છે તેમ તમોને નથી જણાતું ?"

" તેઓને વિધવા ધર્મનું જ્ઞાન આપી જો આદર્શ વિધવા બનાવવામાં આવે તોહિન્દુ સમાજના કીર્તિના કળશ ચડાવી આજ વિધવાઓ સમાજને આશિર્વાદરૂપ નીવડે તેમ છે. તે સંબંધી તમોએ કદિપણ વિચાર કર્યો છે ?"

"નિરૂપમા ! મારૂં કહ્યું માની જા, નહીંતર આનું પરિણામ ઘણુંજ ખરાબ આવવા સંભવ છે" નિરૂપમાને દમ ભરાવતાં મદન બોલ્યો. પરંતુ નિરૂપમા આવા દમથી ડરી જાય—ગાંજી જાય તેવી ન હતી તેણે ધીમેથી મદન પ્રત્યે કહ્યું "તમારી ઇચ્છામાં આવે તેમ કરવાને તમો મુખત્યાર છો. હું મારા નિશ્ચયમાં દ્રઢ છું."

"પરંતુ આના પરિણામનો સ્વપ્ને પણ ખ્યાલ કર્યો છે ? જો, જો પાછળથી પસ્તાવું ન પડે ?"

"હું જે કરૂં છું તે સંભાળપૂર્વકજ કરૂં છું. મારે પસ્તાવાની કાંઇ જરૂર નથી, પરંતુ તમો એટલું તમારા ધ્યાનમાં રાખજો કે મારા જેવી ગરીબ વિધવાની હાય લઇને તમારે પોતાનેજ પસ્તાવું ન પડે."

"હું શું કરીશ તેનો તમોએ વિચાર કર્યો ?" મદને કહ્યું.

"તમે શું કરવાના છો તે સંબંધી વિચાર કરવાની મને જરૂરજ નથી. મારા ઘરમાંથી સત્વરે ચાલ્યા જાવ." નિરૂપમાએ સત્તાદર્શક સ્વરે કહ્યું.

"નિરૂપમા ! માની જા હજુ પણ ઠીક છે, નહીંતર હું તને બેહાલ બનાવી દઈશ સમાજમાં તારાપર છુપા વ્યભીચારનું આળ મુકી તને હડધુત હરાવીશ ત્યારેજ તું મારા પગે પડતી આશરો લેવા આવશે તે ધ્યાનમાં રાખજે."

"વાસનાના કીડા ! હવસના ગુલામ ! તારાથી થાય તે કરી લેજે, સત્યનો બેલી પરમેશ્વર છે. તમે કુડકપટથી ભરેલા માનવીઓ મારૂં રૂંવાડુંયે વાકું કરી શકવાના નથી." મદનના દમથી નહીં ગભરાતાં નિરૂપમા બોલી.

"પરંતુ તમારા ઘરમાં આવ્યા પહેલાંજ મેં મારા બેચાર મળતીઆઓને છુપાવી રાખ્યા છે તે બીના તમારા ખ્યાલમાં પણ નહીં હોય. મારી માંગણી તું કબુલ કરે છે તો ઠીક છે નહીતર હું જેવો તારા ઘરમાંથી બહાર નીકળીશ કે તરતજ તને પકડશે અને તારા પર વ્યભીચારનુ આળ ચોંટાડશે તે વિશે કાંઇ વિચાર કર્યો છે ?" નિરૂપમાને વધુ દબાવતાં મદન બોલ્યો.

"મને સમાજની પરવાહ નથી મારૂં દિલ અને આત્મા પવિત્ર છે તો દુનીયા જખ મારે છે."

"નિરૂપમા! તને બહુ બહુ સમજાવી છતાં પણ જ્યારે માનતીજ નથી ત્યારે હવે દુઃખના દરીઆમાં પડીને દુઃખ સ્હેવાને તૈયાર થા. હું તો આ ચાલ્યો પરંતુ એટલું ધ્યાનમાં રાખજે કે મારા જવા પછી બીજીજ પળે જગતમાં–સમાજમાં એક વ્યભીચારીણી તરીકે તારૂં નામ મશહુર થઇ જશે" આમ કહી પોતાની ધારણામાં ફળીભૂત નહીં થયેલો મદન નિરૂપમાના ઘરની બ્હાર ચાલ્યો ગયો.

જેવો તે નિરૂપમાના ઘરની બ્હાર નીકળ્યો કે તરતજ તેણે અગાઉથી કરી રાખેલી ગોઠવણ મુજબ બે દલાલણો તથા બે પુરૂષો તેને નિરૂપમાના ઘરમાંથી નીકળતો જોઇને બોલી ઉઠયા "જોયું કે દેવ મંદિરના મહારાજ સાથે નિર્વાણ ચડતાં મરી જતી હતીને આજે એના માટીને ઘરમાં ઘાલે છે. પાપ તે કદિ છાનું રહ્યુ છે? આ ચંડાળણીના પાપનો ફેજ કરી ન્યાતમાં તે વાત જાહેરમાં મુકી તેને યોગ્ય શિક્ષા કરાવવી જોઇએ નહીં તો આ કુલટા કેટલાયના ઘર ભાંગશે."

આમ બબડાટ કરી નિર્દોષ કુમળી કળી નિરૂપમાપર વ્યભીચારનું મીથ્યા આળ ચડાવી સોનેરી ટોળીના સભ્યો નિરૂપમાપર "વિપત્તિનું વાદળ" પાથરી પોતાના હેતુમાં સફળ થવાથી ખુશખુશ થતાં ચાલ્યા ગયા.

# પ્રકરણ ૮ મું.

---

## વેશ્યાની દલાલી.

"સુધાકર આપણી જાળમાં બરાબર ફસાયો છે ને ?" દેવમંદિરના મહારાજે વાતની શરૂઆત કરી,

"તમે તે બાબતમાં નિશ્ચીંત રહો" હસમુખે ટુંકામાંજ પતાવ્યું

"ત્યારે તો બેડો પાર એમજને ?"

"તેમાં તે વળી શંકાને સ્થાન હોઇ શકે ખરૂં ?"

"પરંતુ હસમુખ કાલીદાસ બડો ઉસ્તાદ છે તેનાથી ચેતતો રહેજે" હસમુખને પોતાનું હથીઆર બનાવવા ઇચ્છતા દેવમિંદરના મહારાજે કહ્યું

દેવમંદિરના મહારાજને સંપૂર્ણ રીતે ઓળખતો હસમુખ કાચો ન હતો, દેવમંદિરનો મહારાજ કાંઇક દાવમાં રમે છે તેમ તે જાણી ગયો હોવા છતાં તે તદ્દન અજાણ્યુ હોય તેવો ભાવ કરતાં બોલ્યો.

"તમો કહો છો તેમ કાલીદાસ લુચ્ચો છે ?'

"હસમુખ ! એની વાતજ જવા દે" જમાનો જોઇને રીઢ બની ગયેલા દેવમંદિરના મહારાજે હસમુખના ચ્હેરા પરના બદલાતા રંગો જોઇને કાલીદાસનો પ્રશ્ન ચર્ચવામાં તેણે ભુલ કરી છે તેમ જણાતાં કહ્યું.

"વિષય લાલસામાં રચ્યો પચ્યો રહેનાર મહારાજ શું સમાજને નીતિનો બોધ આપવાને લાયક છે ? હસમુખ ! તું કયાં સુધી કાળા કર્મો કર્યા કરશે ? જો, જો, પારકે પૈસે પરમાનંદ કરનાર આ દેવમંદિરના મહારાજ કેવા કુકૃત્યો કરી રહ્યો છે ? હર્ષનાથે આવતી

વહુ દીકરીઓના સૌંદર્યમાં દિવાનો બની કેટલી અબળાઓના શીય-ળનું તેની ક્ષણીક પાશવવૃત્તીમાં બળીદાન આપી રહ્યો છે?"

દેવમંદીરના મહારાજ જેવાં જ્યાં ગુરૂ મહારાજો હોય અંધ-શ્રદ્ધાળુ મહારાજના શબ્દને વેદવાક્ય માનનારા વેવલા ભકત ભકતા-ણીઓ હોય ત્યાં હિન્દુ સમાજ અધોગતિની ગર્તા તરફ તણાતો જાય તેમાં નવાઇ શું?

હિન્દુસમાજમાં સડો પેસાડનાર દેવમંદિરના મહારાજ! સમાજની કરૂણ હાલત જોઇ આજથી મારા જીવનમાં અજબ પલટો થઇ જાય છે, પૈસાના માટે ગમે તેવા કુકર્મો કરનાર હસમુખના જીવનના રંગ આજથી બદલાઇ જાય છે. પાપી અને અત્યાચારી હસ-મુખ આજથી મરી જાય છે અને હિન્દુ સમાજનો ઉદ્ધાર કરવા જતાં મારા જીવનની આહુતી આપવાને પણ તૈયાર બન્યો છું.

"નરપિશાચ મહારાજ! ગરીબોએ પાઇ પાઇ કરીને એકઠો કરી દેવમંદિરમાં આપેલ પૈસાનો—દેવધનનો તું વેશ્યાઓની મીજલસો અને રંગરાગમાં દુર્વ્યય કરી રહ્યો છે. તે હું કયાં જાણતો નથી? અહાહા! પવિત્ર ગણાતા દેવદ્રવ્યનો આવો દુરૂપયોગ?" હસમુખ આવા રીતે તેની ધુનમાં હતો ત્યારે દેવમંદિરના મહારાજ પણ બબડતે જતા હતા.

"નિરૂપમા જેવી કામદેવની રતિ સમાન રૂપસુંદરીને ગુમાવી-માંનુ બીજો કોણ ઉર્વશીને અપ્સરાવાળી તજવીજ કરી રહી છે તેની શું તે કલ્પના કરી? [illegible] સૌંદર્યની [illegible] દાસે અરસપરસ કરી હતી તે વાત આવતા બીજો કોણ રૂપસુંદરી [illegible]

ન સપડાય ત્યાં સુધી તેનો ઉપભોગ કરવાનો નિશ્ચય કરી દેવમંદિરના મહારાજે વિચારમગ્ન હસમુખને કહ્યું.

"શેના વિચારો કરે છે. હસમુખ?"

"બીજા શેના? તમારાજ તો!"

"મારા?"

"કેમ નહીં? કાલીદાસને તમે કોઇ લાવણ્યવતી ગજગામીની નવયોવના સુંદરીના રસાસ્વાદનો ઉપભોગ કરવા ઇચ્છો છો તેમ નહોતું કહ્યું?"

"કાલીદાસે મને વાત કહેલી—જણાવેલી તેથી બનતી મહેનત કરી તમારા માટે એક આરસની પુતળી જેવી યોવનના ઉલ્લાસમાં બળતી સુંદરી શોધી કાઢી છે." મહારાજને જાળમાં સપડાવવા હસમુખે કહ્યું.

"ખરૂં કહે છે?"

"ત્યારે ખોટું કહું છું?"

"હસમુખ! સુધાકરને ફસાવવા આપણે જે વારાંગના શોધી કાઢી છે તે અજબ લાવણ્યવતી છે તેમ કાલીદાસે મને કહ્યું હતું તું તેની પાસે મને ન લઇ જાય?"

"મહારાજ! આ શું બોલ્યા? દેવમંદિરના મહારાજ શું એક વેસ્યાના ઘરે જશે?"

"હસમુખ! અયશા પાસે તો હજુ મારી દલાલી પણ બાકી છે તે તું કયાં નથી જાણતો?"

"વેસ્યાનો ધંધો કરી જીવન નિર્વાહ કરતી પોતાનું રૂપયોવન અને દેહનુ લીલામ કરી પૈસો કમાતી રાંડ—**વેશ્યાની કમાણીમાંથી**—દલાલી મેળવવાની મહત્વાકાંક્ષા ધરાવનાર મહારાજને જોઇને હસમુખને

તેના તરફ દયા ઉત્પન્ન થઇ. આવા મહારાજોજ સમાજના પાપરૂપ છે તેમ તેને સમજાયું અને આવાઓના પાપના ઘડા ફુટયેજ સમાજનું શ્રેય છે તેમ જણાયાથી મહારાજને અયશા પાસે લઇ જઇને તેની પોલ ખોલવાની ઠીક સુગમતા પડશે તેવો વિચાર કરીને હસમુખ બોલ્યો. "સેવક તો તમારી સેવામાં હાજર છેજ પરંતુ પેલી રાંડ પૈસાની બહુજ લોભી છે."

"હસમુખ! પૈસાના માટે તું બેફીકર રહેજે. જ્યાં સુધી અંધશ્રદ્ધાળુ ભકતો દેવધનમાં તેમની કમાઇનો—અરે પોતે ભુખ્યા રહીને દેવમંદિરમાં ધન આપનારો સમાજ પડ્યો છે—દેવમંદિરમાં ધન આપવામાં પૂન્ય સમજે છે ત્યાં સુધી શું વાંધો છે? આ દેવધન કોના બાપનું છે? મારી ઇચ્છાની તૃપ્તી કરવામાં તેનો સદુપયોગ ન થાય તો બીજો શું ઉપયોગ થવાનો છે?" આમ કહી હસમુખની પાસે જઇ તેના કાનમાં કહ્યું "એ બધું તો ઠીક પરંતુ સુધાકરવાળા સોદાની મારી દલાલીનું શું?"

દેવમંદિરના મહારાજનો આ પ્રશ્ન સાંભળી હસમુખ તાજુબ્બ બની ગયો. એક પવિત્ર ધર્માચાર્ય ગણાતા મહારાજ વેશ્યાના લોહીના વેપારમાં પોતાની દલાલી ગણાવે તે સાંભળી તેના આશ્ચર્યનો પાર નહીં રહેતાં તેણે કહ્યું "શું આ જાતનો ધંધોજ હશે? ધનવાનોના સંતાનોને ધન આપી ઇરાદાપૂર્વક કુસંગને ચડાવી વેશ્યાઓના યાર બનાવી તેમની મીલકત પચાવી પાડવી અને વેશ્યાઓ પાસેથી પણ મળેલ નાણામાંથી દલાલી લેવી તે દેવમંદિરના મહારાજ જેવા ધર્માચાર્યને યોગ્ય કહેવાય? આવા ધર્મધુતારાઓ—સફેદ ઠગના પોકળો—બેદભરમો જેટલા વહેલા બ્હાર પડે તેટલોજ સમાજને વધુ લાભ છે" આમ વિચાર કરી તેણે કહ્યું.

"કાલીદાસે આપની દલાલીની મને કે અયશાને કાંઇ વાતચીત પણ કરી નથી તેથી તમોજ અયશા પાસે આવીને તે સબંધી વાત કરી જાવ તો ?"

"જ્યારે તારી તેવીજ ઇચ્છા છે તો હું આવવાને તૈયાર છું અયશાના સૌંદર્યના ગુણગાન સાંભળીને તેને મળવાની મહારાજના હૃદયમાં તીવ્ર આકાંક્ષા તો હતીજ ત્યાં હસમુખનો પ્રશ્ન સાંભળી હસમુખને લઇને મહારાજ અયશાના ઘર તરફ ચાલ્યા ગયા.

સુધાકરના પ્રેમમાં મગ્ન બનેલી અયશાને વેશ્યાના ધંધાપર તીરસ્કાર આવ્યો હતો અને જો સુધાકર તેની સાથે લગ્ન કરે તો તેની સાથે જીવન વ્યતીત કરવાના વિચારો કરતી અયશા બેઠી હતી ત્યાં એકાએક હસમુખ આવી પહોંચ્યો, અને વિચારમગ્ન અયશા પાસે જઇને કહ્યું "શેના વિચારો કરે છે અયશા ?"

"હસમુખભાઇ ! તમારે હૃદય છે ? હૃદય વગરના નરપિશાચ તો તમે નથીને ?"

"અયશા ! આવો પ્રશ્ન પુછવાનું કારણ ?"

"પહેલાં મારા પ્રશ્નનો જવાબ આપો."

"આજના તારા પ્રશ્નપરથી તારા હૃદયમાં કાંઇક દુઃખ થતું હોય તેમ જણાય છે, તને આ જીવન પર કંટાળો તો નથી આવ્યોને ?"

"શું તમે મારા માડી જાયા ભાઇ થશો ?" આંખમાં ઝળઝળીઆ આવી જતાં અયશા બોલી.

"વેશ્યાને ભાઇ કેવો ?"

"હવે હું વધુ સમય આવું જીવન વિતાવવા નથી ઇચ્છતી."

અયશાના આ છેલ્લા શબ્દોએ હસમુખના હૃદય પર અજબ ચમત્કાર કર્યો. વેશ્યા જેવી સ્ત્રીના જીવનમાં આવો અજબ પલટો જોઇ તેનું હૃદય હર્ષથી નાચવા લાગ્યું તેથી તે અયશા પ્રત્યે બોલ્યો: "આજથી તમોને હું મા જણી બ્હેન સમજું છું પરંતુ અયશા બ્હેન! વેશ્યામાં આવો અજબ પલટો કયાંથી ઉદ્ભવ્યો?"

"વેશ્યાઓને હૃદય નથી? શું વેશ્યાઓ મનુષ્ય નથી?"

"મનુષ્ય નથી તેમ હું કયાં ના પાડું છું પરંતુ તમારા બોલવા પરથી તો કોઇ તમારૂં ચિત્ત ચોરી ગયું હોય તેમ જણાય છે."

"તમારી ધારણા સત્ય છે. સુધાકરજ મારા ચિત્તનો ચોર છે તેને હું મારૂં દિલ આપી બેઠી છું. સુધાકર આજથી મારો દેવ છે ને બીજા બધા પુરૂષો મારા ભાઇ બાપ છે."

"આ શું હું વેશ્યાનાં મ્હોંએ સાંભળું છું?"

"અમોને વેશ્યા બનાવનાર અને વેશ્યામાંથી સતિ બનાવનાર પણ આપણો હિન્દુ સમાજ જ છે."

અયશાના આ છેલ્લા શબ્દોએ હસમુખના હૃદયપર અજબ જાદુ કર્યું, દેવમંદિરના મહારાજની પોલ ઉઘાડી દઇ તેમાંથી અનેક મનુષ્યોને બચાવી લેવાની પ્રેરણા થતાં હસમુખ બોલ્યો "તમોને તમારી ઇચ્છા પ્રમાણે ચાલવામાં ને તેને અમલમાં મુકવામાં મારાથી બનતી મદદ આપવાને હું તૈયાર છું પરંતુ તે એક શરતે."

"કઇ શરત હસમુખ ભાઇ?"

"બ્હેન! હિન્દુ સમાજમાં ખદબદી રહેલા સડાનો હું નાશ કરવા ઇચ્છું છું. તમારા રૂપમાં મુગ્ધ બની ગયેલ દેવમંદિરનો મહારાજ

મારી સાથે તારી મુલાકાત લેવાને આવેલ છે. મેં તેને બહાર ઉભો રાખેલ છે તેને જાળમાં ફસાવવા હું તારી પાસે વચન માગું છું. આપશે કે ?"

"સુધાકર સીવાય આ દેહનો ઉપભોગ કરી શકે તેમ નહીં હોવાથી હું લાચાર છું."

"તારી સમજવામાં ભુલ થાય છે, સુધાકરને વ્યાજે નાણા આપનાર આજ બદમાશ છે, સમાજનું સત્યાનાશ કાઢનાર આજ પાપી છે. તે તારી પાસેથી સુધાકર પાસેથી તને મળેલા નાણામાંથી તેની દલાલી લેવા આવ્યો છે."

"દલાલી ?" દલાલી શબ્દ સાંભળતાંજ અયશા બોલી "લોહીનો વેપાર કરતી વેશ્યાઓના લોહીના વેપારની પણ દલાલી લેતાં જે દેવમંદિરનો મહારાજ અચકાતો નથી તે ધર્માચાર્ય તરીકે રહેવાને લાયક છે ?"

"જરાપણ નહીં, અયશા જરા સાવધ રહેજે હું જાઉં છું અને તેને તારી પાસે મોકલું છું. તે તારી પાસે સ્નેહની ભીક્ષા માગે ત્યારે તેને તું બહુ કરગરાવજે પછી હું ફોડી લઇશ." આમ કહીને હસમુખ ચાલ્યો ગયો.

હસમુખના ગયા પછી અલ્પ સમયમાંજ દેવમંદિરનો મહારાજ અયશા પાસે આવી પહોંચ્યો, અયશાએ હસમુખના કહેવા પ્રમાણે એક તીરછી નજર ફેંકતાં હસતાં હસતાં આવકાર આપ્યો.

દેવમંદિરનો મહારાજ અયશાની આવી સારી વર્તણુક જોઇ ખુશ થયો. અયશાની નજીકની ખુરશી પર બેસતાં તેણે કહ્યું "સુધાકરને હું નાણાં ધીરું છું તેમ કાળીદાસે તમોને કહ્યું તો હશેજ, અહાહા! કેવું સુંદર રૂપ છે, જયાં મુનીવરના કાળજા પણ ચળી જાય ત્યાં સુધાકર શું હીસાબમાં? અયશા બાઇ! સુધાકર પાસેથી તમોને મળેલા નાણામાં મારી દલાલી ખરી કે નહીં?"

અયશા તો ફ્કત હસમુખના કહેવા પ્રમાણે મીઠું મીઠું હસતાં ફકત માથુંજ હલાવ્યા કરતી હતી. પોતાના કહેવામાં અયશાને સંમત જોઇ મહારાજ બોલ્યા "તે દલાલી ભલે તમારી પાસેજ રહી, મારે જોઇતી નથી હું તો તમારા ચરણમાં ધરવા આ હાર લાવ્યો છું તે સ્વીકારી મને ઉપકારી કરશો કે નહીં?"

અયશાને મૌન રહેલી જોઇ હાર ટેબલ પર મુકી મૌનમાં અયશાની સંમતિ સમજી મહારાજે અયશાનો હાથ પકડયો, હસમુખના શીખવ્યા પ્રમાણે અયશા મહારાજની પાસે જેમ જેમ નખરા કરતી ગઇ તેમ તેમ મહારાજ તેને વીનવવા લાગ્યા "અયશા કૃપા કરીને મારી નહીં થાય?" આમ કહીને મહારાજ અયશાને જેવા ગોદમાં જકડવા ગયા કે તરતજ હસમુખે મહારાજનો ફોટો પાડી લીધો.

બહુ આજીજી કર્યા છતાં અયશાને દુરદુર નાસતી જોઇ મહારાજે તેને દોડીને બાહુપાશમાં જકડી. આ દ્રશ્ય જોતાંજ છુપાઇ રહેલો હસમુખ ત્યાં આવી પહોંચતાં મહારાજને ઉદ્દેશીને બોલ્યો "આ શું? આવી રીતેજ **"વેશ્યાની દલાલી"** વસુલ કરાય છે?"

# પ્રકરણ નવમું

——×——

## શંભુપ્રસાદની કારકીર્દી

"શંભુપ્રસાદ પટેલ ! કુશળ છો ને ?" શંભુપ્રસાદ પટેલ વિચાર કરતા બેઠા હતા તેવામાં ત્યાં આવતાં કાળીદાસ બોલ્યો.

"હવે તો એવું જ તો" શંભુપ્રસાદે કહ્યું.

"એવું શું બોલો છો ! તમારે પટેલને શું દુઃખ છે?"

"દુઃખ તો નથી પરંતુ આ મંગુની બા ગુજરી ગયા તે દુઃખજ ને ?"

"હા, હા, કેમ દુઃખ નહીં ? ઘરનું માણસ કાંઇ રસ્તામાંથી મળે છે. પણ શું કરીએ શંભુપ્રસાદભાઇ ! તેમાં આપણો કાંઇ ઉપાય છે ?"

"એ તો ખરૂં પરંતુ મેં સાંભળ્યું છે કે....." વાતને વચમાંથી કાપી નાખતાં શંભુપ્રસાદ બોલ્યા.

"કહોને કેમ અટકી ગયા ! હાં, તમારે હવે કાંઇ કહેવાની જરૂર નથી. હું સમજી ગયો. એમાં શું હતું શંભુપ્રસાદભાઇ ! પહેલાં મને જરા ચેતાવવો હતો ને ! હવે તમારે કોઇ જાતની ચિંતા કરવી નહીં પડે. એ તો મારૂં કામ, પરંતુ તમારૂં આ કામ કરી આપું તો તમારે મારૂં એક કામ કરી આપવું પડશે. બોલો કરી આપશો ને ?"

"કાલીદાસ શું સમજ્યો હશે તે જાણવાને આતુર બનેલો શંભુપ્રસાદ બોલ્યો મારે કબુલ છે પરંતુ તું શું સમજ્યો ?"

"શું તમે મને એટલો બધો ભોટ સમજો છો? હું ઇશારાથી ન સમજી શકું! દેવમંદિરના મહારાજની પણ તમારા જેવીજ ઇચ્છાઓ અમે પુરી પાડીએ છીએ પરંતુ તેમાં પૈસાનો જરા સવાલ છે." શંભુપ્રસાદ પાસેથી પૈસા ઓકાવવાના હેતુથી કાળીદાસ બોલ્યો.

"પૈસા! તેની તો કોઇ જાતની તારે ચિંતા ન કરવી. આપણે ક્યાં પૈસાના ઉચાટ–ચિંતા છે? જ્યારે પૈસા જોઇશે ત્યારે કોઇને પણ સાચો ખોટો દંડીને દંડ વસુલ કરી લઇશું. પરંતુ કાલીદાસ તું મારા હૃદયનો મનોભાવ કેવી રીતે પારખી શક્યો?"

"ત્યાંજ ખુબી છે ને! એવું પારખી ન શકતા હોઇએ તો અમોને દલાલી કોણ ખટાવે? એ તો અમારો રાત દિવસનો ધંધો થઇ પડ્યો તેમાં અમે પાવરધા ન હોઇએ તો પછી શેમાં હોઇએ?" કાળીદાસે પુછ્યું.

"પરંતુ કાળીદાસ! આ વાત બીજા કોઇના કાને જાય નહીં તે જરા ધ્યાનમાં રાખજે."

"શંભુપ્રસાદભાઇ! તમે તે બાબતમાં બેફીકર રહો. તે બાબતમાં ગભરાવાની જરા પણ જરૂર નથી એમ તે બીજાના કાને વાત જતી હશે ખરી?" શંભુપ્રસાદને તેના હૃદયમાં જરા પણ ડર નહીં રાખવાનું કહેતાં કાળીદાસે કહ્યું.

"ત્યારે કાળીદાસ! કોઇ ખુબસુરત બુલબુલ લાવજે હો." છેક કાળીદાસની નજીકમાં જઇને શંભુપ્રસાદે કહ્યું.

"એમાં તમારે કાંઇ કહેવું નહીં પડે એ બધું મારૂં કામ છે પરંતુ જેવો માલ તેવા દામ આપવા પડશે. બોલો, કેટલા સુધીનો

માલ લાવું ?" અઠંગ ફિઠાવગીર–બદમાશનો સરદાર શંભુપ્રસાદને તેની જાળમાં ફસાવતાં બોલ્યો.

"જોને! આપણુને બહુ પૈસાયે ન પડે ને ડોબા જેવું ઠીકરૂં પણ ન મળે તેવો કાંઇક ઘાટ ઘડજે ને એમ કરતાં કાચની પુતળી જેવી મળી જાય તો ગોળથાયે ગળ્યું."

"એમ કે? ત્યારે તો તમને સો ટચનું સોનુંજ બતાવું ત્યારે ચાલો મારી સાથે." પોતાની સાથે શંભુપ્રસાદને આવવાનું કહેતાં કાળીદાસ બોલ્યો.

"કાળીદાસ! મારી બેડલી તારા હાથમાં છે તું તારે તો તરે અને તું બુડાડે તો બુડે હવે તને જેમ યોગ્ય લાગે તેમ કરજે." આમ કહી માથે મોટો પાઘડો નાખ્યા હાથમાં ચાંદીની મુઠવાળી લાકડી લઇને શંભુપ્રસાદ પટેલ કાળીદાસની સાથે જવાને રવાનાં થઇ ગયા.

થોડાજ વખતમાં કાળીદાસ શંભુપ્રસાદને લઇને વઝીરાને ત્યાં સીતારના સુરની ઝમઝમાટી અને તબલાની તડાતડી બોલતી હતી ત્યાં આવી પહોંચ્યો અને ઉસ્તાદોની વચમાં બેઠેલી વઝીરા પ્રત્યે બોલ્યો "શંભુપ્રસાદ પટેલ ઘણાજ લાયક સજ્જન છે. અમારી જ્ઞાતિના પટેલ છે, ખાનદાન છે તેમનો પગ તમારા ઘર સુધી કયાંથી પણ તમારા નશીબના જોરે–સીતારાએ બળ કરવાથી તેમનું બૈરૂં મરી ગયું અને તેમના પનોતા પગલાં તમારે ત્યાં થયા છે. જુદા જેવા દેખાય છે–અરે ભુલ્યો ખોળીયું જુદું છે પણ જીવ જુદો નથી. માટે કોઇ અવલ નંબરની ચીજ હોય તો શંભુપ્રસાદભાઇને બતાવો. શંભુપ્રસાદભા ! ખરૂં ને ?'

સોનાની ચકીને હાથમાં આવેલી જોઇ વઝીરા ક્યાં સુધી દામ આપી શકશે તેની આંકણી માપવા માટે વઝીરા જરા દાબો દબાવતાં બોલી "કાળીદાસભાઇ! તમારું મ્હોં આડે આવે છે. તમે શેઠને લાવ્યા ને તેમનું દિલ કાંઇ નારાજ કરાય છે? આજેજ નવો માલ આવ્યો છે અને તે પચાસ રૂપીઆમાં તો ઝડપાઇ જવાની તૈયારીમાં હતો. ત્યાંજ તમે ઠીક આવી પહોંચ્યા. એ તો જેના કીસ્મતમાં લખાયું હોય તેજ તેની મજા માણી શકે. શેઠને પુછો સાઠ રૂપીઆ આપશે? કબુલ હોય તો એક સુંદરી બતાવું શેઠ તેને જોઇને ઘેલા ન બની જાય તો પૈસા પાછા." પાસો ફેંકવાની શરૂઆત કરતાં વઝીરા બોલી.

પોતાનોજ ગરાશ કેમ ન લુંટાઇ જતો હોય તેમ કદાચ પોતાના હાથમાંથી તે બુલબુલ નાસી જાય તો? આવી તાલાવેલી થતાં શંભુપ્રસાદ બોલ્યા " સાઠ નહીં પંચોત્તેર પણ કોઇ ચીજ જોઇએ."

" તે બાબતમાં તમે બેફીકર રહેજો. અહીંઆ તો દામ તેવું કામ છે, થોડીવાર અહીંઆ બેસો હું ગોઠવણ કરીને આ આવી." આમ કહીને વઝીરા બાજુના ખંડમાં ચાલી ગઇ.

" ઓ દેવ! તેં મને અહીંઆ ક્યાંથી ફસાવી! એના કરતાં તો મને મોત આપવું હતુંને? શું અખંડ બ્રહ્મચારીણી રહી દેશ-સેવા કરવાની મારી અભીલાષ વેશ્યાનાજ ઘરમાં પૂર્ણ થશે?" આવા વિચારો કરતી લક્ષ્મી બેઠી હતી ત્યાં વઝીરા આવી પહોંચતાં જ કરડાકીભર્યા સ્વરે બોલી " છોકરી! તારે માની જવું છે કે મનાવવાના બધા ઉપાયો લઉં?"

"ભલી બાઇ! તમોએ મારી માંદગીમાં સારવાર કરી છે તે માટે તમારી રૂણી છું. પરમાત્મા તમારૂં કલ્યાણ કરશે. તમારા ઘરનું જે કામ કહો તે કરી તમોએ મારા પર કરેલા ઉપકારનો બદલો વાળી આપવા હું તૈયાર છું. પરંતુ જ્યાં સુધી આ દેહમાં જીવ છે ત્યાં સુધી હું અનીતિના માર્ગે ડગલું પણ નહીં ભરૂં." લક્ષ્મીએ પોતાની મક્કમતા વઝીરાને જણાવી દીધી.

"એમ! તું નહીંજ માને?"

"નહીંજ જીવના ભોગે પણ નહીં. ભલી બાઇ! આવા કુકૃત્યો કરવા તમને કેમ ગમે છે? તને જરાપણ પ્રભૂનો ડર નથી?"

"ભગવાનની ડરવાળી! તું શું મ્હો જોઇને આમ બોલી રહી છે? તારી, મારી અને મારા જેવી બ્હેનોની આવી દશા કરનાર, કુતરા કરતાં પણ ખરાબ જીવન ગાળવાની ફરજ પાડનાર કોણ છે તે તું જાણે છે?"

"હું પરમાત્મા છું કે જાણતી હોઉં?"

"બહુબોલી છોકરી! સાંભળ, એ બધા બહારથી ભકતરાજ હોવાનો ડોળ ઘાલનારા તારા હિન્દુ સમાજના શ્રીમંતો, ધર્મગુરૂઓ તરીકે તાગડધિન્ના કરનારા તમારા દેવમંદિરના મહારાજોએજ અમારી આ સ્થીતિ કરી છે. ઉપરથી સફેદ દુધ જેવા દેખાતા પરંતુ અંદરથી સોમલ જેવા માનવીઓના પાપે અમે આવી બેહાલ જીંદગી ભોગવી રહ્યા છીએ. અને પરમાત્માનો ડર, પરમાત્માનો ડર શું કરી રહી છે? આ યુગમાં-આ કાળમાં તો પૈસો એજ પરમેશ્વર છે. સહુ પૈસાનાજ સગા છે. તમારા મહારાજો અને પટેલીઆઓ કે સમાજના આગેવાનો સહુ પૈસાની ખાતર અનેક કાળા ધોળા કરવામાં જરા પણ પાછી પાની કરતા નથી. તો તેવા ઉદ્ધુ-

ઓને ઉલ્લુ બનાવી અમારા પેટનો ખાડો પુરવાને માટે અમે આવા કાર્યો કરીએ તેનો ગુન્હેગાર કોણ? ચાલ સીધી રીતે માની જાય છે કે નહીં?"

"હું મારા વિચારમાં મક્કમ છું. તમારી ઇચ્છામાં આવે તે મને શિક્ષા કરો હું જીવતાં સુધી તમારી માગણી કબુલ કરનાર નથી જ."

"નથી માનવાની કે?" આમ કહી વઝીરાએ બે ત્રણ તમાચા લક્ષ્મીને જોરથી લગાવી દીધા.

"શા માટે અટકી ગયા? મારો હજુ વધારે મારો. તમારા ઘરનું હરામનું અન્ન મારા પેટમાં ગયું છે તેનું પ્રાયશ્ચીત ભોગવવુંજ પડે તો" આમ કહી લક્ષ્મી વધારે મક્કમ બની.

"હજુ પણ વિચાર કરીને માની જજે નહીતર બુરી વલે કરીશ" આમ કહીને વઝીરા જવા લાગી.

વઝીરાના ઉપરના શબ્દો લક્ષ્મીના કાને પડતાંજ તેનો પીત્તો તપી ગયો અને તે બોલી ઉઠી "તમારાથી ગુજારાય તેટલા અત્યાચારો ગુજારજો, મારી નાંખશો તો મારા મનને ગમતું થશે. હું મોતજ માગું છું તેનાથી વધારે તો તમે કંઇ નહી કરી શકો ને?"

તરતજ વઝીરાના ડોળા લાલઘુમ થઇ ગયા. તેના મનમાં લક્ષ્મીને પાઠ આપવાનું મન થતાંજ તે દોડીને લક્ષ્મીને જોરથી એક લાત મારી. વાગતાંજ લક્ષ્મી ઉભી હતી ત્યાંથી લથડી ગઇ ને નીચે પડતાં હીંડોળા સાથે તેનું માથુ અફડાતાં તેમાંથી લોહીની ધાર વહેવા લાગી. વઝીરા લક્ષ્મીને આવીજ સ્થીતિમાં રહેવા દઇને ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલી ગઇ.

# પ્રકરણ દસમું.

---*---

## હડધુત નિરૂપમા.

નિરૂપમાના સૌંદર્યાગ્નિમાં ભડભડાટ બળ્યે જતો દેવમંદિરનો મહારાજ તેને જાળમાં ફસાવવા, તેની સત્તાના મદમાં મદાંધ બની અનેક કાળા ધોળા કરી રહ્યો હતો. ગરીબ ગાય જેવી નિર્દોષ નિરૂપમાને સતાવવા પ્રયત્નો કરી રહ્યો હતો, અને નિર્દોષ નિરૂપમા વિષય વાસનામાં અંધ બની ગયેલા દેવમંદિરના મહારાજની કુટીલ લીલાનો ભોગ બની હડધુત થઇ રહી હતી.

ઉપરથી દુધ જેવા સફેદ જણાતા માણસો સોમલ જેવા ગુણો ધરાવે છે. તે આપણી વાર્તાની નાયીકા નિરૂપમાના ખ્યાલમાં પણ ન હતું તે તો સર્વને પોતાના જેટલા નિર્દોષ સમજતી હતી.

મધ્યાન્હના સમયે એક દિવસે નિરૂપમા જ્યારે ઇશ્વર સ્તવન કરતી કરતી ભગવદ્ગીતાનો "પરિત્રાણાયમ સાધુનામ" એ શ્લોક વાંચતી બેઠી હતી તેવામાં એકાએક તેના હૃદયમાં કાંઇ વિચાર આવતાં તે બોલવા લાગી.

"શું આ સત્ય હશે? શું પરબ્રહ્મ પરમાત્મા સાધુ પુરૂષોના સંરક્ષણાર્થે અને દુષ્ટ માનવીઓનો નાશ કરવા માટે આ પૃથ્વી પર આવતા હશે? કે એ બધુંયે મન મનાવવાનું કારણ હશે? જો પરમાત્મા સાધુ પુરૂષોનું રક્ષણજ કરતા હોય તો હું કયાં દુષ્કર્મ કરી રહી છું? શા માટે મને આ દેવમંદિરના પાખંડી, પિશાચી, વિષય લાલચમાંજ આનંદ માનનારા મહારાજની પ્રપંચી પાશની લીલામાંથી મારો ઉદ્ધાર કરતા નથી?

આવી રીતે વિચારમાં થોડો સમય મૌનમાં વ્યતિત કર્યા પછી તે બોલવા લાગી "આ દુરાચાર! છળકપટ અને પ્રપંચીઓની પ્રપંચ જાળથી રચ્યા પચ્યા રહેલા જગતમાં પ્રભુ એવું નામજ ક્યાં છે? ક્યાં છે એવા માનવીઓ જેઓ પરમાત્માના અસ્તીત્વને માનતા હોય? આજે તો આ જગતનો પૈસો એજ પરમાત્મા છે."

જ્યાં જુઓ ત્યાં દુરાચાર અને લંપટતાનું સામ્રાજ્ય પ્રસારાયેલું જણાય છે. પ્રભુના નામે પૈસા મેળવી દેવ દ્રવ્યો જ્યાં દેવમંદિરના પુજારીઓ પોતાના મોજશોખ અને વિષય વાસના પોશવામાં દુરૂપયોગ કરી રહ્યા છે ત્યાં પ્રભુનું આસ્તીત્વ રહેજ ક્યાંથી? શું અંધ-શ્રદ્ધામાં રચ્યો પચ્યો રહેલો હિન્દુ સમાજ તેની આંખો નહીંજ ખોલે?

શું આ હિન્દુ ધર્મના અને હિન્દુ જાતિના અધોગતીના ચિન્હો નથી? નીતિ, સત્યતા અને ધર્મનું જ્ઞાન કરાવવાના ઇજારા લઇ બેઠેલા દેવમંદિરના મહારાજો જ્યારે પ્રજાના પરસેવાના ટીપમાંથી સંચય કરેલા ધનનો દેવમંદિરના દેવ દ્રવ્યનો છડેચોક પોતાની લાલ-સાઓ પોશવામાં દુરૂપયોગ કરી રહ્યા છે છતાં પણ આંખો નહીં ખોલે? શું હિન્દુ ધર્મ, હિન્દુ જાતિ આવી ખોટી અંધશ્રધ્ધા રાખી પોતાના હાથેજ પોતાના પગપર કુહાડો મારી જગતમાંથી તેમનું નામ નિશાન ન રહે તેવા પ્રયત્નો કર્યા કરશે? અને ઓ દયાનીધિ! તું પણ આ અનાચાર ક્યાં સુધી સાંખશે? તારા નામે અનાચાર ખેલતા તારા દેવમંદિરના મહારાજોને અનાચાર ક્યાં સુધી ખેલવા દેશે? શું તારા નામે અનાચાર ખેલવાનો તેને તેં પરવાનો આપ્યો છે?"

આવી રીતે નિરૂપમા વિચાર કરતી બેઠી હતી તેવામાં નિરૂપમાને ફસાવવા જતાં મહારાજે મોકલેલો કાળીદાસ ત્યાં આવી પહોંચ્યો.

વિચારમગ્ન નિરૂપમા તેના વિચારમાં મગ્ન હોવાથી તે કાળીદાસ આવવાથી સર્વથા અજાણ હતી.

સૌંદર્યની પુતળી, ચંદ્રસમાન રૂપવતી, સોળે કળાઓ ચંદ્રની માફક ખીલી નીકળેલી દેહલતાવાળી નિરૂપમાને વિચારમગ્ન દશામાં બેઠેલી જોઇ કાલીદાસને પણ નિરૂપમાના સૌંદર્યનું સારી રીતે નિરિક્ષણ કરવાનો ઘણો સમય મળ્યો. ઘણા સમય સુધી નિરૂપમાની નાજુક સુસ્વરૂપ દેહલતાનું નિરિક્ષણ કર્યા પછી કાલીદાસનું ચિત્ત ચલીત થઇ જતાં તે તેના મનમાં બોલવા લાગ્યો.

"કેવું અજબ લાલીત્ય તેના દેહમાં ભર્યું છે ! મુનીવરોના ચિન્તને ચલાયમાન કરીદે તેવા તેવા અજબ જાદુભર્યા નયનોએ મારૂં ચિત્ત હરી લીધું છે. જો આ રૂપસુંદરી, સૌંદર્યની ઉર્વશી મારી થાય તો પછી મારા જેવો ભાગ્યશાળી કોણ ? અને પછી શું તાકાત છે દેવમંદિરના મહારાજની કે તેની તરફ વાંકી નજરે પણ જોઇ શકે ? એવા કયાંથી મારા સદભાગ્ય હોય કે આ રૂપસુંદરીને હું મારી કરી શકું ?"

આવી રીતે નિરૂપમાના રૂપ સૌંદર્યનું નિરિક્ષણ કરતાં કરતાં બોલ્યે જતા કાળીદાસ નિરૂપમાને વધુ સમય વિચારસાગરમાં મગ્ન રહેલી જોઇ નિરૂપમા પ્રત્યે બોલ્યો

"ભુવન સુંદરી ! મૃત્યુ લોકની ઉર્વશી ! શા માટે નકામી હડધુત થઇ રહી છે ?"

"તમે શા માટે અહીં આ આવ્યા છો ? તમારૂ અહીં આ આવવાનું શુ પ્રયોજન છે ? શા માટે એક નિર્દોષ બાળાને સતાવી રહ્યા છો ? પ્રભુને યાદ કરી કહો જોઇએ કે મને તમારૂં શું ખરાબ કર્યું"

છે કે મને હેરાન કરી રહ્યા છો? કાળીદાસના શબ્દો નિરૂપમાના કાને પડતાંજ તે ચોંકી ઉઠતાં બોલી.

"નિરૂપમા! સૌંદર્યની દેવી! હું તમોને સતાવવા કે હેરાન કરવાના હેતુથી અહીંઆ નથી આવ્યો. હું તો તમારા જેવી લાલીત્ય દેહલતાવાળી કોમળાંગી અબળાના ઉદ્ધારથેંજ અહીંઆ આવ્યો છું. મારી એક અરજ મંજુર કરશો?"

કાળીદાસના મ્હોંમાંથી દેવી શબ્દ સાંભળતાંજ નિરૂપમા ચોંકી ઉઠી. સ્ત્રીઓને હડધુત કરનાર હિન્દુ સમાજ સ્ત્રીઓને દેવી માનવા જેટલો ઉદાર થતો હશે તે માન્યતા સમાજની કુરૂઢી નીચે અને સમાજથી હડધુત બનેલી નિરૂપમાનું હૃદય માની નહીં શકવાથી આશ્ચર્યચકિત થતાં બોલી

"જે સમાજ સ્ત્રી એટલે તેમની વાસના પોશનારી વસ્તુ છે અને તેનાથી કાંઇપણ અધિક નથી તેમ સમજતો હોય, જે સમાજમાં સ્ત્રીઓની કાંઇજ કીંમત ન હોય, તે સમાજમાં તમે જન્મ્યા છતાં પણ એક સ્ત્રી પ્રત્યે દેવી તરીકેની ભાવનાથી જુઓ છો તે પરથી મારે શું સમજવું? જે સમાજના આગેવાનો પોતાનો સ્વાર્થ સાધવા મારા જેવી નિર્દોષ રાંકડી અબળાના જીવનને ચુંદી નાખે છે. જે સમાજના દેવમંદિરના મહારાજો દર્શનાર્થે આવતી ગામની વહુ દીકરીઓ જે તેની પુત્રિ સમાન છે તેમના તરફ કુદ્રષ્ટિ કરી રહ્યા છે. તે સમાજમાં રહ્યા રહેલા તમે આજે એક દીન, [illegible] અબળાને શા [illegible] દેવી તરીકે સંબોધો [illegible] તે મારા [illegible] નથી.

અમો હિન્દુ સમાજની સ્ત્રીઓ સમાજમાં સ્થાનહીન છીએ. પુરૂષો તેમની મહત્વાકાંક્ષા, લાલસા અને ઇચ્છાને પોશવા શેત્રંજના પ્યાદાની માફક તેમની મરજી પ્રમાણે ગમે ત્યાં ઉપભોગ કરી શકે છે. જ્યાં અમારૂં સમાજમાં કાઇ પણ અસ્તીત્વજ નથી. જ્યાં એક સામાન્ય સ્ત્રી શકિત તરીકે પણ અમોને સ્વીકારવાને પણ સમાજ તૈયાર નથી ત્યાં દેવી તરીકે કોણ માન્ય કરવાનું હતું ? અને પુરૂષ સમાજથી હડધુતથી સ્ત્રીઓમાં એવી કઇ શકિત હતી કે જેના બળે તમારે અમારી પાસે અરજ કરવી જોઇએ ? અત્યારના પોલાદી ચોકઠામાં તો અમે સ્ત્રીઓ તમારાથી હડધુત થઇ રહેલી છીએ ત્યાં તમારી અરજ મંજુર કરવાની વાતજ ક્યાં રહી ?'' કાળીદાસના કહેવાનો યથાર્થ નહીં સમજવાથી નિરૂપમા બોલી.

'નિરૂપમા ! તમે કહો છો તેમ બધાય પુરૂષો નિર્દય તથા પત્થર સમાન હૃદયના નથી હોતા. હું તમારૂં દેવીસમ પુજન કરી મારા અંતરના ઉંચ્ચ સીંહાસને બેસાડવાને તૈયાર છું. મારી આટલી અરજ સ્વીકારી મને કૃતાર્થ નહીં કરો ?'' આમ કહી નિરૂપમાના સૌંદર્યમાં દિલ ભુલી બેઠેલા કાળીદાસે તેના ઉત્તરની રાહ જોઇ પરંતુ નિરૂપમાને મૌન રહેલી જોઇ છેક તેની પાસે ગયો. અને તેનો નાજુક હાથ તેના હાથમાં લેતાં બોલ્યો.

"નિરૂપમા ! તારી સૌંદર્ય સરીતામાં સ્નાન કરાવી બળી જતા મારા દેહને તું શાન્ત નહીં કરે ?''

કાળીદાસના આ શબ્દો સાંભળતાંજ અત્યાર સુધી મૌન રહેલી નરૂપમા છંછેડાયેલી વાઘણ માફક કાળીદાસ પ્રત્યે બોલી'' વિષયાંધ !

સ્ત્રીઓને દેવી સમાન માનવાની પોકળ દલીલ કરનાર કમ'ચાંડાળ ! ક્યાં ગઇ સ્ત્રીઓ ને દેવીઓ છે તેવી તારી માન્યતા ? કહે કહે એ હવસના ગુલામ ! આવા અમૃતઝરતા શબ્દનો પ્રયોગ કરી કેટલી નિર્દોષ સ્ત્રીઓ જેઓ તારા મીઠા શબ્દોના મોહમાં સપડાઇ ગઇ હશે તેવી કેટલીઓને તેં અધોગતિના માર્ગે ગબડાવી છે ? ચાલ સત્વરે અહીંઆથી ચાલ્યો જા."

છતાં પણ નિરૂપમાના શબ્દોની જરાપણ દરકાર કર્યા વિના પોતાનો સ્વાર્થ સાધવા ઇચ્છતો કાળીદાસ નિરૂપમા પ્રત્યેની તેની વિનંતી વ્યર્થ ગઇ છે તે જાણી જતાં તેને દમ ભરાવતાં બોલ્યો મારી સલાહ માન્ય કરવામાંજ તારી સલામતી છે. હું તને દેવી સમાન પુજીશ મારું માની તું મારી થા."

કાળીદાસનો એક એક શબ્દ નિરૂપમાને બાણુ માફક વીંધી નાખતો હતો તેથી તે સીંહણની માફક ગર્જી ઉઠી "કેમ ચાલ્યો જાય છે કે સ્ત્રી શકિતનો પરિચય બતાવું ? કાળીદાસ ! નિરૂપમાને બીજી સ્ત્રીઓના જેટલી ભોળી નહીં સમજતો કે તારા મીઠા મીઠા વચનોમાં ફસાઇ જાય."

નિરૂપમા જ્યારે સીધી રીતે માને તેમ નથી તેવું કાળીદાસને જણાયું ત્યારે તે નિરૂપમા પ્રત્યે બોલ્યો "નિરૂપમા ! શા માટે મારૂં કહેવું માન્ય નથી કરતી ? મારી માગણીનો અનાદર કરવાથી તારે કેવી આફતમાં ફસાવું પડશે તેનો ખ્યાલ છે ? દેવમંદિરનો દુરાચારી મહારાજ તારા જેવી રૂપસુંદરીને મેળવવા અનેક પ્રપંચો રચશે અને તેમાં હડધુત બની આખરે તારે તેની ઇચ્છાને વશ થવું

પડશે તેના કરતાં હું તને દેવી કરતાં પણ વધુ માન આપવાને તૈયાર છું છતાં પણ શા માટે તું આમ અનાદર કરે છે ?"

"દુરાચારી, લંપટ દેવમંદિરના મહારાજથી હું જરાપણ ડરતી નથી. હજાર હાથવાળો પરમાત્મા જ્યાં મારૂં રક્ષણ કરવા બેઠો છે ત્યાં તે માંકડાનું શું ચાલી શકવાનું હતું ?"

"પરંતુ નિરૂપમા ! તે કેવા પ્રપંચો ખેલવા ઇચ્છે છે તે તું જાણે છે ?"

"તે જાણવાની મારે કાંઇપણ દરકાર કરવાની જરૂર જણાતી નથી. મારી લજ્જા રાખનાર એક પરમાત્માજ છે. કૌરવોની સભામાં દુરાચારી દુર્યોધન અને દુશાસનના હાથે પાંચાળીની લજ્જાનો લોપ થવાનો પ્રસંગ આવી પહોંચ્યો હતો ત્યારે પણ તે દીનબંધુએ તેની લજ્જા રાખી હતી તો પછી મારૂં રક્ષણ કેમ નહીં કરે ? અવશ્ય તે મારા શીયળનું રક્ષણ કરશે તેવો મને તેનાપર ભરોસો છે." નિરૂપમાએ તેની પ્રભુ પ્રત્યેની શ્રદ્ધાનું દિગ્દર્શન કરાવ્યું.

"નિરૂપમા ! દેવમંદિરના મહારાજે આ વખતે તને ફસાવવાની એવી પ્રપંચજાળ પાથરી છે કે તેમાંથી છટકવું તારા માટે મુશ્કેલ છે. તે તને કેવી રીતે હડધુત કરવા ઇચ્છે છે તે તું જાણે છે ?"

"એક સખી દિલના પુરૂષ તરીકે મારો બચાવ કરવો તે તમારી ફરજ છે તેમ તમે સમજતા હો તો હું ખુશીથી તે સાંભળવાને તૈયાર છું. તે મારો વિનાશ કરવા કેવી રીતે પ્રપંચના પાસા ફેંકવા ઇચ્છે છે ?"

"મારી માગણી માન્ય રાખે તોજ હું તને તેમાંથી બચાવી લેવા પ્રયત્ન કરૂં. તને મારી માગણી કબુલ છે?"

"વિષયાંધ કુત્રા! તારી આંખો વિષયવાસનાની આગમાં અંધ બની ગયેલી છે. તારાથી થાય તે કરી લે હું કદાપિ તારી જાળમાં સપડાવા ઇચ્છતી નથી."

"ત્યારે શું આ તારો છેલ્લો જવાબ છે?"

"તમારે જેમ ગણવું હોય તેમ ગણી શકો છો. ચાલો સત્વરે મારા મકાનમાંથી ચાલ્યા જાવ." આમ કહી ગુસ્સાભરી લાલઘુમ આંખે નિરૂપમાએ બાજુમાં પડેલી સપાટ ઉપાડીને કાળીદાસને મારી

આથી કાળીદાસનો ગુસ્સો ઉછળ્યો. નિરૂપમા સમજાવવાથી માને તેમ નથી તેવું જણાતાં તે એકદમ દેવમંદિરના મહારાજે પાથરેલી પ્રપંચજાળમાં નિપરૂમાને ફસાવવા માટે ત્યાંથી ચાલ્યો ગયો.

કાળીદાસના ચાલ્યા જવા પછી પોતાના ભાગ્યને દોષ આપતી નિરૂપમા બેઠી હતી ત્યાં એકાએક પોલીસનો અમલદાર બે સિપાઇ સાથે આવી પહોંચ્યો અને નિરૂપમા પ્રત્યે બોલ્યો" બ્હેન! આપનુંજ નામ નિરૂપમા?"

"હા, મારૂજ નામ નિરૂપમા. શું કામ છે ભાઇ?" કોઇ દિવસ નહિ ને આજે પોલીસના માણસોને નિરૂપમાના ઘેર આવેલા જોઇ તે શા માટે આવ્યા હશે તે જાણવા માટે આડોશી પાડોશીઓ કુતુહળ વૃત્તિથી નિરૂમાના ઘરની આસપાસ ટોળે વળ્યા હતા અને

નિરૂપમા પણ એકાએક પોલીસ અમલદારને જોતાંજ ચોંકી ઉઠતાં બોલી.

"બ્હેન ! જરા પણ ડરશો નહીં. મને તમારા ભાઇ જેવોજ ગણજો ! પરંતુ મારી પાસે તમારા વિરૂધ્ધ ફરીયાદ આવેલી હોવાથી અહીંઆ આવવું પડયું છે. છતાં પણ તમો જરા ડરશો નહીં તમે મારી સગી બ્હેન જેટલાજ પૂજ્ય છો, પરંતુ તમારી શારીરીક તપાસ કરવાની મને મળેલી અરજી પ્રમાણે મારી ફરજ બજાવવા મારે તમોને મારી સાથે સ્ત્રી ડોકટર પાસે લઇ જવા પડશે. બ્હેન ! જરાપણ ગભરાશો નહીં તમારા માન મરતબા અને ઇજ્જતમાં હું જરાપણ ખામી નહીં આવવા દઉં."

"પરંતુ ભાઇ ! મને આમ હડધુત કરવાનું કાંઇ કારણ ?" નિરૂપમાએ ગળગળા થઇ જતાં પુછ્યું.

"બ્હેન ! જરાપણ ગભરાવ નહીં. મારી સાથે ચાલો. તમારો જરાપણ વાંકો વાળ કોઇ પણ કરી શકશે નહીં. હું તમોને મારી ધર્મની બ્હેન માનું છું." આમ કહી સમાજમાં દેવમંદિરના મહારાજ જેવા ધર્માચાર્યોની પદવી ધરાવતા મહારાજની વિષય લાલસામાં બળીરૂપે નહીં હોમાવા ઇચ્છતી "હડધુત નિરૂપમા" ને લઇને પોલીસ-અમલદાર તેની ફરજ બજાવવા ચાલ્યો ગયો.

# પ્રકરણ અગીઆરમું



## પ્રગતિના પંથે

પટેલીઆઓની એકહથ્થુ સત્તાનો દોર અને જોહુકમી તોડી પાડી સામાજીક સડાઓ અને કુરૂઢીઓનો સમાજમાંથી ઉચ્છેદ કરી નાખી ગરીબ–નિર્દોષ માણસોને પોતાની સત્તાના મદમાં છકી ગયેલા પટેલીઆઓ તેમની જોહુકમી અને સત્તાના મદમાં દબાવી પોતાની પોતાના સગાવ્હાલાઓ અને સ્નેહીઓના જોહુકમી અને અન્યાયી કાર્યોમાં સહકાર આપી નિરાધાર–રાંક મનુષ્યોના લોહી પી પારકા પૈસે તાગડધિન્ના કરનાર જ્ઞાતિના કહેવાતા પટેલીઆઓ અને આગેવાનોની જોહુકમી સત્તાના નાશના નગારા વગાડવાનો પ્રયત્ન કરતા યુવક મંડળના આગેવાનો સુરેંન્દ્ર અને પ્રમોદ કોઇપણ માંધાતા કે ધનવાન પુરૂષની શેહમાં નહીં દબાતાં અનેક લાલચ અને મીથ્યા પ્રલોભનમાં નહીં મોહાતાં કહેવાતા પટેલીઆઓની છુપી દમદાટી અને વખત આવ્યે માર મારવાની ધમકીને પણ નહીં ગણકારતાં જનસમાજનું કલ્યાણ થાય અને જ્ઞાતિ અને સમાજ આ લોહીતરસ્યા કહેવાતા જ્ઞાતિ પટેલોના ક્રુર પંજામાંથી સત્વરે મુકત થાય તે પ્રમાણે સમાજની ઉન્નતિ અને જ્ઞાતિની પ્રગતિ કરવામાં પોતાના જીવનનું બલીદાન આપવું પડે તો આપવાને કમર કસીને બહાર પડેલા નવજુવાનો કેવી રીતે જ્ઞાતિના જોહુકમી પક્ષાપક્ષી કરનારા કહેવાતા પટેલીઆઓને જડમૂળથી ઉખેડી નાખવાના પ્રયત્નો કરી રહ્યા છે તે જોવા તરફ આપણે ઘણા સમય સુધી લક્ષ આપેલું નહીં હોવાથી યુવક મંડળના નરકેસરી સુરેન્દ્ર અને પ્રમોદ

એકહથ્થુ સત્તા ભોગવીને રીઢા બની ગયેલા જોહુકમીનો દોર ચલાવી અનેક નિર્દોષોને રંજાડી રહેલા જ્ઞાતિના કહેવાતા આગેવાનોને જડમુળથી ઉખેડી દઇને ફેંકી દેવા માટે શું શું પ્રયત્નો કરી રહ્યા છે તેજોવાને પ્રયત્ન કરીશું.

ઘણા લાંબા સમય પહેલાં સ્થપાયેલા યુવક મંડળમાં દિવસે દિવસે નવું જોમ આવ્યા કરતું હતું. યુવક મંડળ દિવસે દિવસે સામાજીક કુરૂઢીઓને પોસી તેનાપર તાગડધિન્ના કરનારા કહેવાતા પટેલીઆઓને પડકાર કરતું પ્રગતિના પંથે ધપ્યે જતું હતું.

આજે એવાજ એક સમાજના અંગને પ્રગતિની ટોચે પહોંચાડવાના કાર્ય માટે યુવક મંડળના સભ્યોની એક સભા ભરવાની હોવાથી યુવક મંડળનો હોલ ગામના નવયુવાનોથી ચીકાર ભરાઇ ગયેલો જણાય છે. પ્રગતિનાં પંથે વિચરતા નવયુવાનોના મ્હોંપર પ્રગતિની મીઠી લાલાશ તરવરી આવતી દેખાતી હતી. સહુ કોઇની નજર બારણા તરફજ હતી. યુવકમંડળના પ્રાણ–યુવકમંડળના ચેતનસમા ગજંતા નરકેસરી પ્રમોદ અને સુરેન્દ્રના આવવાની સહુ કોઇ રાહ જોઇ રહ્યા હતા. તેવામાં એકાએક સુરેન્દ્ર પ્રમોદ સાથે ત્યાં આવી પહોંચતાંજ તાળીઓના ગડગડાટ વચ્ચે સહુએ યુવકમંડળના આગેવાનોને જેમનો ઉદ્દેશ સામાજીક કુરૂઢીઓ દુર કરી સમાજને પ્રગતિના પંથે ધપાવવાનો હતો તેઓને વધાવી લીધાં.

તાળીઓના ગડગડાટનો ધ્વની બંધ પડયા પછી ભવ્ય અને તેજસ્વી લલાટવાળો નવયુવાન આ નવયુવાનોના સમુહમાં તેનું અજબ વ્યક્તિત્વ પાડતો હતો તે, આ યુવકમંડળનો પ્રમૂખ સુરેન્દ્ર કેસરી સમાન તેની ગરદન હલાવતો ઉભો થયો અને સભામાં ચોતરફ નજર ફેંકી સર્વને સંબોધતા કેસરી સમાન ગર્જી ઉઠયો.

"ભાઇઓ! તાળીઓના ગડગડાટ અને મીથ્યા હાસ્યજનક શબ્દોના ઉચ્ચારથી કે જોરદાર અવાજે ભાષણો કરવાથી આપણું ધ્યેય કદાપિ સાધી શકાય તેમ નથી. તમે જાણો છો કે આપણે સત્તાના શોખીન —તેના મદમાં મદાંધ બની ગયેલા અને જોહુકમીના જોરથી ગરીબ અને નિર્દોષોને તેમના અન્યાયી વર્તનોમાં દબાવી રહેલ શંભુપ્રસાદ પટેલ જેવા પટેલની પટેલાઇને તોડી નાખીને છીન્નવિછીન્ન કરવાના પ્રયત્નો કરી રહ્યા છીએ અને તે પણ તમારા ખ્યાલમાં તો હશે કે સમાજની અધોગતિ કરનાર અને પોતાના સ્વાર્થ માટે બીજાની ગરદન કાપનાર શંભુપ્રસાદ પટેલની મદદમાં તેની હાજી હા ભણનાર અને તેના કાળા ધોળામાં મદદ કરનાર જટીલ જમનીયા જેવા બીજા અનેક ખુશામદીઆઓ સામે આપણે ઝઝુમવાનું છે. અને આ સર્વને ઝેર કરી તેમની સત્તા તોડી નાખી સમાજનું નાવ કોઇપણ જાતની પક્ષાપક્ષી વિના સરળ માર્ગે ચાલ્યું જાય તેમ કરવાની આપણી અભીલાષા છે.

પરંતુ ભાઇઓ! તમોને સ્વપ્ને પણ ખ્યાલ નહીં હોય કે આપણે કહેવાતા પટેલીઆઓની આપખુદી અને જોહુકમની ચક્કી-માંથી બ્હાર નીકળી જવા ઇચ્છતા હોઇએ તો તેનો યોગ્ય સમય પણ આવી પહોંચ્યો છે. યુવક મંડળના ભડવીર નાયક સુરેન્દ્રે તેની ઓજસ્વી ભાષામાં લંબાણપૂર્વક જણાવતાં યુવાનોને તેમની ઇચ્છા પ્રદર્શીત કરવાનો પડકાર કર્યો.

"સામાજીક સડાઓ અને કુરૂઢીઓને તોડયા વિના દેશનો કે સમાજનો ઉદ્ધાર થવો અશક્ય હોવા છતાં શા માટે કહેવાતા જ્ઞાતિ પટેલો જેઓ જ્ઞાતિના હીતકર્તા નહીં પરંતુ મોટે ભાગે નાશકર્તાજ

છે તેઓની જોહુકમીનો દોર તોડવાને યુવાનોએ પ્રયત્નો ન કરવા જોઇએ ? યુવાનો એજ દેશ અને સમાજની સાચી મુડી છે અને જો યુવાનો ધારે તો બુઢ્ઢા બબુચકોની જોહુકમી ધોંસરી ફગાવી દઇને આજના પ્રગતિના યુગમાં પ્રમાણ કરી શકે તેમ છે. યુવાનોના સહકાર વિના દેશની કે સમાજની કદિ પણ પ્રગતિ થવાની નથી તે આપણે હવે તે કહેવાતા આપખુદ પટેલીઆઓને—બુઢ્ઢા બબુચકોને સાફ સાફ જણાવી દેવું જોઇએ." જ્ઞાતિના કહેવાતા પટેલોની જોહુકમી અને આપખુદસત્તા નીચે ચગદાવાનો અનુભવ મેળવેલી ચુકેલા નવયુવાને કહ્યું.

"ભાઇ ! સુરેન્દ્ર ! જોહુકમી ચલાવનારા, પક્ષાપક્ષી કરનારા અને ગરીબોને દંડનારા કહેવાતા પટેલીઆઓની સત્તા જડમૂળથી ઉખેડી નાખવાનો યોગ્ય સમય આવી પહોંચવાનું. તમોએ જણાવ્યું તે વિશે અમો કોઇપણ કાંઇ જાણતા નહીં હોવાથી અમોને તે બીના જણાવવા સઘળા નવયુવાનો તરફથી મારી વિનંતી છે" પ્રમોદે સુરેન્દ્રના આગળ બોલાઇ ગયેલા ભેદથી વાકેફ થવા કહ્યું.

"ભાઇઓ ! વાત તો ઘણીજ ખરાબ બની છે. જ્ઞાતિના પક્ષાપક્ષી કરનારા પટેલીઆઓનો સ્નેહી કેસ સબંધી હોવાના કારણે જ્ઞાતિમાં કોઇપણ જાતની લાગવગ કે પક્ષાપક્ષી નહીં ધરાવતા કન્યાના બાપને કચડી નાખવા અથવા તો તેની કન્યા પેલા રોગીષ્ટ સાથે પરણાવવાના પ્રયત્નો કરી રહ્યા છે, પરંતુ આવા લેભાગુ કહેવાતા પટેલીઆઓ અને તેના સાગ્રીતોને કન્યાના બાપનો આપણે પક્ષ લઇને સાફ સાફ જણાવી દેવું જોઇએ. બુઢ્ઢા બબુચની વાસનાની વેદીમાં એક નવજુવાન બાળકને હોમવા તૈયાર બનેલા આપખુદ

પટેલો તમારી આપખુદી હવે ટકી શકે તેમ નથી. નિર્દોષને હવે વધુ સતાવી નહીં શકો. તમે કન્યાના બાપને જ્ઞાતિબહિષ્કારનો ડર બતાવી તમારી જોહુકમી ચલાવવા જાવ છો પરંતુ યાદ રાખજો કે હવે તમારી જોહુકમીના દહાડા ભરાઇ ગયા છે.

ભાઇઓ! આ સમયે જો આપણું યુવક મંડળ કટીબદ્ધ બની કન્યાના બાપનો પક્ષ લેવામાં ઢીલ કરશો. તો આ કુમળી કળી છુંદાઇ જશે. ભાઇઓ! આ નિર્દોષ બાળાને બચાવી લેવી તે આપણો ધર્મ છે અને તેમ કરવા જતાં જો આપણા જીવનનો ભોગ આપવો પડે તો આપવાને પણ જો આપણું મંડળ તૈયાર થઇ જાય તો જ્ઞાતિના પટેલોની આપખુદી અને જોહુકમી તોડી પાડવાનો આપણો હેતુ આપોઆપ પાર પડી જાય તેમ છે. અને જ્ઞાતિના કહેવાતા પટેલીઆઓ પણ યુવાન વર્ગ હવે વધુ સમય આ વીસમી સદીના પ્રગતિના યુગમાં તેમની જોહુકમી અને એકહથ્થુ સત્તા એક પળ પણ વધુ સહન કરી શકે તેમ નથી તેવી તેઓને પણ ઝાંખી થઇ જાય અને નવયુવાનોનું પાણી–તરી આવે. બોલો તમે સહુ આમ કરવાને તૈયાર છો? સુરેન્દ્રે પ્રશ્ન પુછયો.

"તમારે આ વિશે અમોને પુછવાની કાંઇ જરૂરજ નથી. ચીન, તુર્કી અને આયર્લેન્ડની પ્રગતિ નવયુવાનોએજ કરી છે તેનાથી તમે કયાં અજાણ્યા છો કે આવો પ્રશ્ન કરો છો? જોહુકમીનું જોર ચલાવનારા, પક્ષાપક્ષી કરનારા અને એકહથ્થુ સત્તા પોષનારા પટેલીઆઓને રશીયાના ઝાર અને જર્મનીના કૈસરની તેના યુવાન વર્ગે જે દશા કરી તે સમજનારા યુવાનોની વતી તેમને આપખુદી છોડી દેવાનું એક વખત [illegible] આપો. આ વીસમીસદીના પ્રગતિના યુગમાં

જ્યાં એક કંગાળ ભીખારી પણ માંધાતાની લક્ષ્મીના તેજમાં અંજાતો નથી માટે સમજી જાય તો ઠીક છે. અત્યાર સુધી જોહુકમી અને આપખુદ સત્તા ચલાવી શકયા પરંતુ હવે સમાજનો નવયુવાન વર્ગ જાગ્યો છે તે હવે પળવાર પણ તમારી આપખુદી અને જોહુકમીને સાંખી શકે તેમ નથી. કહેવાતા પટેલીઆઓને જો તેમનું માન-આબરૂ અને ઇજ્જત જાળવવી હોય તો સમાજની લગામ નવ-યુવાનોને સોંપી શાન્તી શોધી લ્યે. અને જો રાજીખુશીથી આ કહેવાતા પટેલીઆઓ તેમની સત્તાના મદમાં મદાંધ બનીને સમાજના સુત્રો યુવાન વર્ગના હાથમાં નહીં મુકે તો યુવાન વર્ગ તેઓની સામે બળવો જગાવી સમાજના સુત્રો તેમના હાથમાંથી ઝુંટવી લેશે. અને યુવાનોની પ્રગતિના આડે આવતા ગોઝારાઓ તરીકે તેઓને ચીતરવામાં આવશે. પ્રમોદ લંબાણપૂર્વક લાગણીભર્યું વિવેચન કર્યા પછી સઘળા નવયુવાનોને ઉદ્દેશીને બોલ્યો.

"ભાઇઓ ! તમોને મેં જે કાંઇ કહ્યું છે તે તમોને જો માન્ય હોય અને તે બાબતમાં તમારે કાંઇ કહેવું હોય તો જણાવી શકો છો."

'પ્રમોદભાઇએ કરેલી સુચનાઓમાં અમારા હ્રદયમાં રમી રહેલા ભાવોજ જાણે બહાર ન નીકળી પડયા હોય તેમ જણાતું હોવાથી અમારે કાંઇ પણ સુચના કરવા જેવું રહ્યુંજ નથી અમો સર્વે પ્રમોદ ભાઇની સુચનાઓ જીવના જોખમે અમલમાં મુકવાને તૈયાર છીએ". સર્વે એકી સાથે બોલી ઉઠયા.

"તમો સર્વને પ્રમોદની સુચના માન્ય છે?' સુરેન્દ્રે પુછ્યું

"એક વખત અમારી સંમતિ જણાવ્યા પછી અમોને પુછવાની જરૂરજ ક્યાં રહે છે ?" સઘળા બોલી ઉઠયા.

"જો જ્ઞાતિના કહેવાતા પટેલીઆઓ તેમની આપખુદી ચલાવી નિર્દોષ બાળાના પિતાનો જ્ઞાતિ બહીષ્કાર કરે તો યુવક મંડળના સભ્યો કહેવાતા પટેલીઆઓના અન્યાયી ઠરાવની વિરૂદ્ધ પડીને તે બાળાના પિતાને નિર્દોષ સમજી તેની સાથેના વહેવાર ચાલુ રાખશે. તે ઠરાવ તમોને સર્વને માન્ય છે ?"

"અમારા અંતઃકરણથી તેમાં અમો સંમત છીએ." સહુ એકી સાથે બોલી ઉઠયા.

"ચાલો એક કામ પતી જવાથી આપણે બીજા કામની શરૂઆત કરીએ. અને કાર્ય પહેલાનાં કરતાં પણ વધારે મહાન છે. આપણા સમાજમાં વિધવાઓની કોડીની પણ કીંમત નથી તેના ઉદ્ધારનું છે.

ભાઇઓ ! ——— "સુરેન્દ્ર કાંઇક આગળ બોલવા જાય છે તેવામાં એક પોલીસનો માણસ ત્યાં આવી પહોંચ્યો અને સુરેન્દ્રના હાથમાં એક પરબીડીયું મુકયું.

સીપાહીના આવવાથી યુવક મંડળમાં ખળભળાટ થઇ ગયો. શામાટે સીપાહી આવ્યો હશે ? પરબીડીયામાં શું લખ્યું હશે ? તે વિશે અનેક તર્ક વિતર્કની લહરીઓ યુવક મંડળમાં પ્રસરી ગઇ.

સીપાહીના હાથમાંથી પરબીડીયું લઇ કાગળ ફોડી સુરેન્દ્ર વાંચવા લાગ્યો. વાંચતાં વાંચતાં તેના મ્હોંપર આનંદના ભાવો પ્રગટી નીકળતા હતા. પત્ર વાંચી સુરેન્દ્રે કહ્યું.

[illegible]

[illegible] સરકારમાં

ભડભડતી આગમાં હોમાવાને તૈયાર રહેલા બંગાળના એ ભડવીરો, મુઠીમાં મોતને લઇ ફરનારા એ નવયુવાનોએ જે બળીદાનો હિંદ માતાને અર્પણ કર્યા છે, તેનો પુરો ઇતિહાસ જાણવો હોય તો વાંચો—

# ક્રાન્તિની ચીનગારીઓ

ભારત માતાની મુક્તિ માટે માથાં મુકનારા—એ આગમાંથી દેશને ખુણે ખુણે કેવી રીતે ચેતનની ચીનગારીઓ પ્રગટાવી, હસતે મુખડે ફાંસીની દોરી સ્વીકારનારા અને સામી છાતીએ ગોળીઓ ઝીલનારા યુવકોનો ક્રાન્તિકારી ઇતિહાસ રજુ કરતું પુસ્તક.

**કીંમત ફકત રૂપીયો એક, પોસ્ટેજ ૪ આના વધુ.**

---

# ભારતનું ભાવી યાને એક કામદારની આત્મકહાણી

આ નાની સરખી સચિત્ર નવલકથા, મહાન પુરૂષોના વિચારો પ્રદર્શિત કરવામાં કમાલ કરે છે, કામદાર મજુરોની હાડમારી જીંદગી અને દુઃખોના વર્ણનો ચિતાર રજુ કરતું પુસ્તક

**કીંમત આઠ આના, બહારગામ માટે ૯ આનાની ટીકીટ.**

---

# સોરઠી શૌર્યકથાઓ

જો તમો ગુજરાતી હોવ તો ભૂમિપર કેવા કેવા વીર પુરૂષો પાકયા હતા, તે તમારે અવશ્ય જાણવુંજ જોઇયે.

**કીંમત ફકત રૂ. દોઢ. પોસ્ટેજ ૭ આના વધુ.**

## વિલાસ ઓફીસ,

**૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.**

પણ આપણા યુવક મંડળનું કેટલું માન જળવાય છે તેનો આ જીવંત પુરાવો છે."

આમ કહીને પોલીસ અમલદાર તરફથી આવેલો પત્ર યુવાનો સમક્ષ સુરેન્દ્ર વાંચવા લાગ્યો.

યુવકમંડળના પ્રમુખ જોગ.

કપટીઓની કપટ જાળમાં ફસાએલી નિરૂપમા નામની એક નવયુવાન બાળાને તેની તપાસ કરવાની હોવાથી અમારે અમારા કબજામાં લેવી પડી છે. નામદાર ન્યાયાધીશ સાહેબે તમારા મંડળના કાર્યના વખાણ સાંભળ્યા હોવાથી જ્યાં સુધી અમારી તપાસ પુરી ન થાય ત્યાં સુધી તમારા મંડળને તે બાઇ સુપ્રત કરવાની અમોને ભલામણ કરી છે તેથી આ બાઇનો કબજો લેવા આ પત્ર વાંચી સત્વરે આવશો.

લી.

પોલીસના વડાના હુકમથી

ભાઇઓ! હું સત્વરે નિર્દોષ નિરૂપમાને બચાવવા જાઉં છું" આમ કહીને સુરેન્દ્ર પત્ર લઇ આવેલા સીપાહી સાથે ચાલ્યો ગયો.

# પ્રકરણ ૧૨ મું.



## એક નહીં તો બીજી

"ભૂવન મોહીની નિરૂપમા જાળમાં સપડાઇ અને છટકી પણ ગઇ પરંતુ જ્યારે કંગાળ નિરૂપમાને સમાજમાં હડધુત કરાવી મારા પગે પડતી આવવાની ફરજ પાડું ત્યારેજ હું દેવમંદીરનો મહારાજ ખરો. હું કોણ? દેવમંદીરનો મહારાજ! ભલભલા ધનવાનો મારા પગે પડતા આવે, મારી આજ્ઞા વેદ વાકય માને ત્યાં નિરૂપમા શું વિસાતમાં?"

વિલાસનું પુતળું દેવમંદિરનો મહારાજ નિરૂપમા જેવી અજબ સૌંદર્યવની રમણીને તેની જાળમાં ફસાવવામાં નિષ્ફળ નીવડતાં ઉપર પ્રમાણે વિચાર કરતો બેઠો હતો તેવામાં તેના અનેક કાળા ધોળામાં સાથ આપનાર સમાજના ભારરૂપ બની રહેલી માલુ ડોશી મલકાતી મલકાતી ત્યાં આવી પહોંચી. માલુ ડોશીના મ્હોંપરના ભાવો જોઇ દેવમંદિરનો મહારાજ માલુ ડોશી આજે ચોક્કસ કોઇ જબરો શીકાર હાથ કરી આવી છે તેવું જાણી જતાં આનંદીત થતાં બોલી ઉઠયો.

"માલુ ડોશી! આજે કાંઇ અજબ નડાકો પડયો હોય તેમ જણાય છે? નિરૂપમા જેવી રૂપસુંદરીને ગુમાવ્યા પછી બીજી કોઇ મદમાતી માનુનીના મદઝરતા યૌવનનો આસ્વાદ લુંટાવવા કાંઇ તસ્દી લેશો કે નહીં? અને તમારી મહેનત નકામી નહીં જાય તેવી તમોને ખાત્રી હોવા છતાં શા માટે કાંઇ પ્રયાસ નથી કરતા? અને લ્યો આ સો રૂપીઆ................"

આગળ બોલવાનું ઇરાદાપૂર્વક અટકાવી. દેવમંદિરનો મહારાજ ઉભો થયો અને સામે પડેલી પાટ ઉપરની ગાદી નીચેથી નોટનો થોકડો કાઢી માલુ ડોશીના હાથમાં મુકયો.

"તમો તો મહારાજ એટલે અમારે મન તો પ્રભુતુલ્ય છો. તમારી ઇચ્છા પાર પાડવી તેજ અમારી ભકતજનોની ફરજ છે. મને પૈસાની કાંઇ ઉતાવળ ન હતી. તમારા પ્રતાપે એ પૈસાનો મારી પાસે પણ જીવ છે, હું તો આપની દાસી છું. તમારી સેવા કરતાં કરતાં મરૂં એજ મારી અંતીમ અભીલાષ છે. નિરૂપમા જેવી અભાગણીના નશીબમાં તમારી સેવા કરવાનું ભાગ્ય કયાંથી હોય? એતો જેના ભાગ્યમાં તે લાભ લખાયો હોય તેજ તમારી સેવા કરી શકે."

દેવમંદિરના મહારાજને સારૂ લગાડવાના હેતુથી માલુ ડોશી બોલી,

"સેવાનો લાભ ઉઠાવે તેવી કોઇ શ્રદ્ધાળુ બાઇ તમે શોધી છે ખરી?" આતુરતાથી મહારાજે કહ્યું.

"તેમાં મને ભલામણ કરવાની જરૂર હોય ખરી? અને તમારી સેવામાં સેવીકાનો જોઇએજ તેનાથી હું કયાં છેક અજાણ છું?"

"અને તેથીજ તમોને કહું છું. તમારા જેવા ભાવીક મેં મારા જીવનમાં પણ જોયેલ નથી." દેવમંદિરના મહારાજે માલુ ડોશીને પાણી ચડાવવા પ્રયત્ન કર્યો.

"હું તો પામર જંતુ કહેવાઉં. હજારો કાળા ધોળા આ હાથે થઇ ગયા અને તે બધા પણ આપ જેવા મહારાજની ચરણ રજથી પાવન થવા માટે જ તો. તમારા સત્સંગમાં અમારૂં કલ્યાણ થાય. વાહ, પ્રભુજી વાહ, તમારી લીલાનો કાંઇ પાર છે ?" દેવમંદિરના

મહારાજને પણ પાણી પાય છે તેવી ચબરાક માલુ ડોશી ઉંડા ભણા-વવા લાગી.

"માલુ ડોશી! એ તમારી સજ'નજુની વાત સાંભળી, પરંતુ કોઇ નવયૌવના ખીલતી કળી તમારા પાશમાં સપડાઇ છે કે નહીં?"

"મહારાજ! આપણે નિરૂપમાને સમાજમાં હડધુત કરાવી દુઃખી કરી, તેનાપર વરસાવી શકાય તેટલા દુઃખોનો વર્ષાદ વર્ષાવ્યો છતાં પણ હઠીલી નિરૂપમાએ છેવટ સુધી તેના વિચારમાં મક્કમ રહીને આપણને જરાપણ નમતું ન આપ્યું તે નજ આપ્યું." મહારાજની અધીરતાથી વાકેફ બની ગયેલી માલુ ડોશી મહારાજને વધારે આતુર બનાવવા બોલી.

"માલુ ડોશી હજુ તો તેનો ફેંસલો થવાનો બાકી છે. મેં યુકિત પ્રયુકિત વપરાવી નિરૂપમાને કાળીદાસના ભત્રીજાના હાથે ભ્રષ્ટ કરાવી છે અને તેના તે કાળા કામની નીશાની તરીકે તેના પેટમાં જે ગર્ભ છે તેની જ્યારે સરકારી અમલદારો નિરૂપમાની સ્ત્રી ડૉકટર પાસે તપાસ કરાવશે ત્યારેજ ઘમંડી છોકરીને દેવમંદીરના મહારાજનો તીરસ્કાર કરવાનું શું ફળ આવે છે તે જણાશે.' દેવમંદીરના મહા-રાજે માલુ ડોશી આગળ ડંફાસ હાંકવા માંડી,

"ત્યારે તો ઠીક એ રાંડ! તેજ લાગની હતી. ભગવાન જેવા પવિત્ર મહારાજના ચરણની દાસી નહીં થતાં એક એ બદામના માણસને તેનું રૂપ વેચી પાપની કોથળી ભરવાને તૈયાર થયેલી કુલ્ટાને તેવીજ શીક્ષા થવી જોઇએ."

"એ તો બધું ઠીક તેને જે શીક્ષા થવાની હશે તે થઇ રહેશે પરંતુ નિરૂપમા જેવી રૂપસુંદરીને આપણી બીછાવેલી જાળમાંથી

છટકી જવા દીધા પછી "એક નહીં તો બીજી" તેના કરતાં પણ વધારે લાવણ્યવતી અને મદઘેલાં લોચનવાળી કોઈ યુવતી શોધી કે નહીં ?"

પોતાના હૃદયના ભાવોને વધુ વખત છુપાવી નહીં શકવાથી માલુ ડોશીને દેવમંદીરના મહારાજે પુછ્યું.

"મહારાજ ! નિરૂપમા કરતાં પણ અધીક લાવણ્યવતી નવયૌવનાને હું મારી જાળમાં સપડાવવામાં ફત્તેહમંદ થઈ છું. નિરૂપમા તો એક સાધારણ કંગાળ છોકરી હતી તેનામાં શું સૌંદર્ય બળ્યું હતું ? તે ફકત કુમારીકા–અણુસુંઘ્યું પુષ્પ–વણચુંટયું ફુલ હતું એટલુંજ, પરંતુ આ માછલું તો ધનવાન હોવા છતાં રૂપસુંદર અને તેમાં પણ વળી વિધવા છે, પરંતુ આ સ્વર્ગની રંભાના તીરછાં નયનોથી ઘાયલ બન્યા પછી માલુ ડોશીને ભૂલી ન જતા."

દેવમંદિરના મહારાજને આકુળ વ્યાકુળ થઈ ગયેલો જોઈ હવે વધુ અકળાવવાની જરૂર નહીં જણાતાં વાત કરવાનો યોગ્ય અવસર આવી પહોંચેલો જોઈ માલુ ડોશીએ કહ્યું. અને મહારાજના ઉત્તરની રાહ જોયા વિના ત્યાંથી ચાલી ગઈ.

"માલુ ડોશીને આમ એકાએક ચાલી ગયેલી જોઈ અને વાતચીતના રંગમાં ભંગ પડેલો જોઈ મહારાજના હૃદયમાં દુઃખ થતાં બોલવા લાગ્યો માલુ ડોશી આમ એકાએક શા માટે ચાલી ગઈ હશે ? બીજી વખત જાળમાં પકડાયેલો શીકાર છટકી તો નહીં જાયને ? માલુ ડોશીને મારા હાથમાં રમતી પુતળી કરવા માટે મારે શું ઉપાયો લેવા જોઈએ ? ખરેખર મારૂં ભાગ્યજ ખરાબ છે નહીંતર બબ્બે વખત હાથમાં આવેલો શીકાર આમ છટકી જાય ?"

"શાના વિચાર કરી રહ્યા છો?" ઉપર પ્રમાણેના વિચારો કરતા દેવમંદિરના મહારાજ બેઠા હતા ત્યાં આવી પહોંચતાં મહારાજને વિચારમગ્ન દશામાં જોઇ માલુ ડોશી બોલી.

"બીજા શાના વિચાર? તમારાજ તો આવો, માલુ ડોશી..." આમ કહીને દેવમંદિરનો મહારાજ કાંઇ આગળ કહેવા જતો હતો તેવામાં માલુ ડોશીની પાસે ઉભેલી અજબ લાવણ્યવતી રૂપસુંદરીને જોતાંજ મહારાજનું વિલાસપ્રિય દિલ તેના સૌંદર્યમાં લટ્ટુ બની ગયું અને એકાગ્રતાથી તેના સૌંદર્યનું પાન કરવા લાગ્યો.

"બેટા મેના! દેવમંદિરના મહારાજને નમન કરી તારૂં સર્વસ્વ મહારાજના ચરણમાં ધરી પાવન થા."

મહારાજ મેનાના સૌંદર્યમાં લટ્ટુ બની ગયો છે તેવું જાણી જતાં ખંધી માલુ ડોશી બોલી.

માલુ ડોશીના આ શબ્દો સાંભળી આગળથી ભણાવી રાખેલી મેના દેવમંદિરના મહારાજની ચરણરજ માથે ચઢાવી માલુ ડોશીના હાથમાંનો પંખો લઇને મહારાજને પવન નાખવા લાગી.

"તમો તો સાક્ષાત ધર્મના સ્થંભ જેવા છો. તમારા જેવા ધર્માત્માના લીધેજ દુનીયા ટકી રહી છે નહીંતર તો કળીકાળ આવ્યો છે. તમારા જેવા ધર્માભીલાષી, ધર્મપીપાસુ માનવીઓ વિના આ કળીકાળમાં કોણ અમોને માને છે? બલીહારી હજો તમારા જેવા ધર્માત્માને. ત્યારે માલુ ડોશી શું આ બાઇ નિર્વાણ ચડવા ઇચ્છે છે?"

લાવણ્યવતી નવયૌવના રૂપસુંદરીના સૌંદર્યનો ઉપભોગ કરવાને તલપાપડ બની રહેલા મહારાજ માલુ ડોશી પ્રત્યે બોલ્યા.

"મહારાજ! એ તો ભવની દુ:ખીઆરી છે. પરણ્યા પછી બે વર્ષે એક પુત્રને જન્મ આપ્યા પછી એક મહીનાની અંદરજ તેનો ધણી મરી ગયો છે. ધન તો ઘણુંય છે પરંતુ ધનના શું બટકા ભરાય છે. મહારાજ! ધર્મ કર્મમાં જોડાવાની તેની ઇચ્છા છે. તેથી તમારા હાથે તેને નિર્વાણ ચડાવી રાજા હરચંદનો ધર્મ અને અગમ નિગમનો ભેદ સમજાવો." માલુડોશીએ મામીંકતામાં કહ્યું.

"આ સંસારમાં રહી ધર્મમાં ચીત્ત જોડી પ્રભુ પરાયણ થવાની તારી ઇચ્છા છે?" માલુ ડોશીએ મેનાને પુછ્યું.

"તમારા કહેવા પ્રમાણે વર્તવા હું તૈયાર છું" મેનાએ ટુંકો જવાબ આપ્યો.

"ત્યારે આજ રાતનાજ નિર્વાણ ચડાવીશું?" દેવમંદિરના મહારાજે માલુ ડોશીને પુછ્યું.

"ધર્મના કામમાં ઢીલ શી?" આમ કહી માલુ ડોશીએ મેનાને કહ્યું "તારા ભવનું સુધારવા મહારાજ પાસેથી અગમનીગમનો ભેદ સમજી તારૂં જીવન સાર્થક કર." આમ કહીને માલુ ડોશી ત્યાંથી ચાલી ગઇ.

નિરૂપમા જેવો હાથમાં આવેલો શીકાર છટકી ગયા પછી નિરૂપમા જેવી રૂપવતી **"એક નહીં તો બીજી"** મેના જેવી સુંદરીને પોતાની વાસનાના યજ્ઞમાં બળીરૂપે હોમવા દેવમંદિરનો મહારાજ અને માલુડોસી કમર કસીને મેદાને પડયા હવે તે તેની જાળમાં ફસાય છે કે નહીં તે જોવાનું છે.

# પ્રકરણ ૧૩ મું.



## નિર્વાણુના નામે

"સુંદરી ! આમ શરામાવ છો શામાટે ?" નીચી નજરે પગના અંગુઠાથી જમીન ખોતરતી ઉભી રહેલી મેના પાસે જતાં દેવમંદિરના મહારાજે કહ્યું.

મેનાના હ્રદયમાં આનંદની ઉર્મીઓ ઉછળી રહી હતી. માલુ ડોશીના કહેવા પ્રમાણે અગમ નીગમનો ભેદ પામી રાજા હરિશ્ચંદ્રના ધર્મનું જ્ઞાન થતાં આ ભવસાગર તરી જવાની ભાવનાઓ ઉદભવી. તે તેના હ્રદયમાં માલુ ડોશીનો તેને અહીં લાવવા માટે આભાર માનવા લાગી. પળવાર તો સઘળું ભુલી ગઇ. તેના નજર સમક્ષ બસ અનેરા ભાવો ખડા થઇ ગયા અને તેણે એક વખત દેવમિંદરના મહારાજ તરફ આછી નજર ફેંકી. તેના દિલમાં જરાક ધ્રુજારી છુટી અને તેણે નજર નીચી કરી નાખી.

મેનાને આમ મૌન જોતાં દેવમંદિરના મહારાજના હ્રદયમાં તાલાવેલી જાગી. મેનાના રૂપ સૌંદર્યે મહારાજના દિલને હચમચાવી મુક્યું હતું ને પ્રતિપળે મેનાના રૂપરાશીનું પાન કરવાને ઝંખતો હતો તેથી મેનાને મૌન રહેલી જોઇ તેના દિલમાં જરા હીંમત આવી તે ધીમેથી મેના શરમાતી, લજવાતી ઉભી હતી ત્યાં ગયો અને ધીમેથી મેનાનો હાથ પકડી બોલ્યો.

"તમે નિર્વાણુ ચડવા ઇચ્છો છો ?"

"જીવનનું સાર્થક તેમાંજ છે તેમ માલુ ડોશી કહેતા હતા તે ખરૂં છે? નિર્વાણ ચડવાથી મરણ જીવનનો ફેરો ટળતો હોય તો..."

"પરંતુ નિર્વાણ ચડવું કાંઇ સ્હેલું નથી. તે માટે તો અપૂર્વ ત્યાગની જરૂર છે. તમે ત્યાગ સ્વીકારી શકશો?"

"મરણ જીવનનો ફેરો ટાળવા શારીરીક અને માનસીક બંને પ્રકારના દુઃખ સ્હેવાને હું તૈયાર છું." ભોળી મેનાએ ભોળપણમાં કહ્યું.

"પરંતુ તમારા જેવી રસલાવણ્યની સરીતા—રૂપસુંદરી તે સહી શકશે?" મેનાને વધુ લલચાવવા મહારાજે કહ્યું.

"ત્યારે શું દુઃખ સહેવાનો ઇજારો એકલા પુરૂષોએ રાખ્યો છે?"

"મેના! મીઠી મેના! રૂપસુંદરી! તેવું કાંઇ નથી પણ......"

દેવમંદિરના મહારાજ આગળ બોલતાં અટકી ગયા તેણે ધીમેથી મેનાનો હાથ મુકી દીધો અને મેનાની અડોઅડ જઇને ઉભા.

મેના તો નિર્વાણના વિચારમાંજ મગ્ન હતી. કયારે નિર્વાણ ચડું અને કયારે કાયાનું કલ્યાણ કરૂં એ ભાવના તેના દિલમાં રમી રહી હતી. તેને આજુબાજુની સૃષ્ટિનું ભાન ન હતું. તે તો ફકત તેના વિચારોમાંજ મગ્ન હતી.

આજ સમયે દેવમિંદરના મહારાજની સ્થીતિ પણ વિચિત્રજ હતી. તેઓ મેનાના નામની તેમના દિલમાં માળા જપી રહ્યા હતા કયારે મેના જેવી ઉર્વશી તેના બાહુપાશમાં જકડાય એજ તેમની મનોવાંછના હતી અને તેથી તેઓ તેમના મનમાં બોલવા લાગ્યા.

"માલુ ડોશી પણ એક નંગ છે. આ વખતે તો નિરૂપમા કરતાં પણ સારો શીકાર ફસાવી લાવી છે. અહાહા! શું તેનું રૂપ

કેવી તેની ચાલવાની અજબ છટા, નાજુક બદન અને તેની મારકણી આંખોએ મારા દિલને હચમચાવી મુકયું છે."

એવામાં મહારાજના હૃદયમાં વળી કાંઇક વિચાર આવતાં પાસે ઉભેલી પત્થરના પુતળા જેવી મેનાના ખભાપર તેનો હાથ ધીમેથી મુકયો, મેના તેના વિચારમાંજ મગ્ન હતી મહારાજ શું કરે છે તેનું તેને ભાન ન હતું. મહારાજની આંખમાં વધુને વધુ પ્રમાણમાં કામના તરી આવવા લાગી. તેની અત્યાર સુધી દબાવી રાખેલી વાસના પ્રબળ બની તેનો હાથ મેનાના ખભા પરથી સ્તન પ્રદેશ તરફ સરવા લાગ્યો. તેવામાં એકાએક મેનાના મનમાં કાંઇક વિચાર આવતાં વીજળીના ઝબકારાની જેમ તે ઝબુકી ઉઠતાં બોલી.

"ત્યારે મને નિર્વાણુ નહીંજ ચડાવો ?"

"કોઇ પણ સ્ત્રી પુરૂષ તેમની ઇચ્છા થતાં નિર્વાણુ ચડી શકે છે પણ......"

"પણ, પણ એટલે ? વારંવાર પણ કહીને શા માટે અટકી જાવ છો ?" મહારાજની મનોદશા પારખી લેવાનો પ્રયત્ન કરતાં મેના બોલી.

"પણ તે કાર્ય ઘણુંજ કઠણ છે." મહારાજે કહ્યું.

"અને તેમ હોવુંજ જોઇએ. મુક્તિ કાંઇ સ્હેલાઇથી મેળવી શકાય છે ?" દેવમંદિરના મહારાજના કહેવાનો અર્થ નહીં સમજતાં મેના બોલી.

"અલબત, શા માટે નહીં ? જીવનનું સાર્થક કરવા કોણુ નથી સહેતું ?"

મેનાના આ શબ્દો સાંભળી મહારાજને વધુ હીંમત આવી તેણે ફરીથી મેનાનો હાથ તેના હાથમાં લીધો અને એક વખત મેનાના ચંદ્રસમ પ્રકાશતા ચ્હેરાપર નજર નાખી તેના હાથ પર ચુમી લીધી.

નીર્વાણુ ચડવા ઇચ્છતી મેનાને જો કે આ અજુગતું જણાતું હતું છતાં પણ નિર્વાણુ ચડવાના મોહને રોકી નહીં શકવાથી જાણે કાંઇ બન્યુંજ ન હોય તેવો ભાવ ધારણ કરીને બોલી.

"નિર્વાણુ ચડવા માટે માદક પદાર્થો અને સ્વાદને છોડવાની –ત્યજવાની જરૂર જણાતી હોય તો તેમ કરવાને પણ હું તૈયાર છું" નિર્વાણુ ચડવાની દૃઢ ઇચ્છા પ્રદર્શીત કરતાં મહારાજને કહ્યું.

"તે કરવાની તો જરૂરીયાત છેજ અને તે ઉપરાંત બીજું પણ વધારે કરવાની જરૂર છે"

"તો પછી શા માટે જણાતતા નથી? હું તમો કહો તે પ્રમાણે વર્તવાને તૈયાર છું"

"ખરૂં કહો છો?" આમ કહી મહારાજ મેનાના મદભર નયનો તરફ જોઇ રહ્યા.

"તેમ પુછવાની આવસ્યકતાજ કયાં રહી છે?' આમ કહી મેના મીઠું હસી.

"ત્યારે તો તમારે દરેક તરફ સમભાવ રાખતા અને ગુરૂનું–મહારાજનું વાકય વેદવાકય માનતાં શીખવું જોઇએ."

"તે પણ મારે કબુલ છે"

"તો પછી તમારૂં તન, મન અને ધન મને અર્પણ કરવા તૈયાર છો ?"

"તન અને મન અર્પણ કરવા તૈયાર છું પણ ધન તો નહીંજ તે તમોને આપી દઉં તો પછી મારા પુત્રની શી દશા થાય ?"

"મેના ! એતો ખાલી કહેવાનુંજ છે, કોઇ લેવા નથી આવતું અને આ મંત્રજ નિર્વાણ ચડવાનું પ્રથમ પગથીઉં છે"

"તો પછી હું તમોને તન, મન અર્પવાને તૈયાર છું"

"મેના ! ત્યારે તો ?" આમ કહી મહારાજે મેનાનો હાથ પકડીને તેની તરફ ખેંચી.

"આશું કરો છો ?" ગુસ્સામાં બોલી.

"કેમ નિર્વાણ નથી ચડવું ? નિર્વાણ ચડવા માટે તો ભેદ અભેદ ત્યજવો જોઇએ. સઘળામાં સમદૃષ્ટિ રાખવી જોઇએ અને તેમ કર્યા વિના મોક્ષ નથી"

"હું મોક્ષ—મુક્તિ માટે તેમ કરવાને તૈયાર છું"

"મેના તારૂં ભાગ્ય અજબ તેજ મારે છે અને તારો ભાલ પ્રદેશ" આમ બોલતાં બોલતાં આનંદમાં આવી જતાં મહારાજે મેનાને બાહુપાશમાં લઇને કચડી નાખી અને તેના ગુલાબી કપોલ પ્રદેશને ચુંબનથી ભીજવી દીધું.

નિર્વાણ—મોક્ષને માટે ઝંખતી માના ઇચ્છા કે અનીચ્છાએ દેવ મંદિરના મહારાજના બાહુપાશમાં થોડીવાર પડી રહી અને પછી દુર ઉભી રહેતાં બોલી.

આ શું કરો છો ?"

"રૂપસુંદરી ! નિર્વાણુના માર્ગે પહોંચવાનો તેજ માર્ગ છે. નિર્વાણુ ચડવા ઇચ્છનારે સમભાવના રાખતાં શીખવું જોઇએ, મારૂં અને પારકાનો ભેદ ભુલી જવો જોઇએ અને યોગી લોકો જેમ "વસુધૈવ કુટુંબકમ" માને છે તેમ માનતા થઇ જવું જોઇએ"

"તેમ કરવાથી શું મોક્ષ મળી શકશે ?" માલુડોશીએ દેવમંદિરના મહારાજની અદભુત શક્તિ વિશે કરેલ વાર્તાલાપ નજર પાસે તરી આવતાં મેના બોલી.

"જરૂર સુરલોકની સુંદરી ! જરૂર. હું તને રસાનંદમાં તરબોળ બનાવી નિર્વાણુના માર્ગે ચડાવીશ" મેનાના રસસૌંદર્યની છોળોમાં આનંદ કરવાના વિચારો સેવતાં દેવમંદિરના મહારાજે કહ્યું.

"તો પછી આ તન અને મન તમારા ચરણે છે" આમ કહીને મેના દેવમંદિરના મહારાજના પગે પડવા નીચી નમી.

અને આ તકનો લાભ લઇ દેવમંદિરનો મહારાજ મેનાને તેના કટી પ્રદેશમાંથી તેના બાહુપાશમાં જકડી છાતી સાથે દબાવી તેના ઉષાસમી ટસરો ફુટતા ફુટતા આછા ઘેરા ગુલાબી રંગના કપોલ પ્રદેશપર ચુંબનો કરવામાં તલ્લીન બની ગયો.

## પ્રકરણ ૧૪ મું.



## રૂઢીનો ભોગ

"જીગર ! નુરેચશ્મ ! તારા ચ્હેરાપરનું નુર ક્યાં ગયું ? સદાનુ તારું હસતું મ્હો આજે ઉદાસ કેમ ? તારા હૃદયના ઉંચ્ચ આસમાને મારા જેવી પતિતને બેસાડયા પછી શું તારા દિલની હકીકતથી વાકેફ બનવાનો મને હક નથી?"

સુધાકરની ખુરશીની નજીક જઇ સુધાકરના ખભાપર હાથ મુકી અયશા બોલી,

"તારી મહબ્બત માટે તલસતી આ બાંદી–દાસીને તારા દિલમાં આગ જગાવનારી બીનાથી વાકેફ નહીં કરે ?"

"મારા આત્માના ઉચ્ચ આસને વીરાજી ચુકેલી મારા હૃદય મંદિરની દેવીથી શું છુપું રાખવાનું હોય ? પરંતુ અયશા ન પુછ મારા અંતરને વલોવી નાખનારી વેદના માટે ન પુછ મારી હૃદય-જ્વાળા જણાવી હું તને મારા જેવી દુઃખી સ્થીતિમાં મુકવા નથી ઇચ્છતો, માટે કૃપા કરી તે વાત મને ન પુછ" પોતાને ઉદાસ બનાવી દેનારી બીના વિશે કાંઇ પણ ન પુછવાનું કહેતાં સુધાકર બોલ્યો.

"સુધાકર ! એવી શું વાત છે કે તે જણાવ્યા વિના સહન કર્યેજ છુટકો છે? વારંવાર તમો મને તમારી પત્ની તરીકે તમે સ્વીકારી છે તેમ કહો છો તે શું નામનુંજ છે ? અને જો તેમ નજ હોય તો એક પત્ની તરીકે તમારા દુઃખમાં ભાગ લેવાની મારી સહુથી પ્રથમ ફરજ નથી? બોલો હું તમારી અર્ધાંગનાનું પદ લેવાને લાયક છું

કે નહીં ?, અને જો લાયક હોઉં તો પછી તમારું, અધું અંગ હોવાથી તમારા હૃદયને વલોવી નાખનારી વેદનાથી શામાટે મને વાકેફ બનાવતા નથી ?"

તમો પણ શું સ્ત્રી જાતિ તરફ અત્યારનો સમાજ જે ભાવનાથી જુએ છે તેમજ સુધાકર ! જ્યાં તમે પુરૂષો અમારી તરફ માનની લાગણીથી નહીં જુઓ ત્યાં સુધી તમારો સંસાર સફળ નીવડવાનો છે ? અમે સ્ત્રીઓ તમારા ગૃહરાજ્યની ગૃહરાણીઓ છીએ. અમારી શક્તિનો તમોએ સ્વપ્ને પણ ખ્યાલ કર્યો છે ? અને જો ખ્યાલ હોય તો મને જણાવ્યા વિના નકામા શામાટે દુઃખી થાવ છો ?" લાક્ષણીક અને સચોટ ભાષામાં દલીલ કરતાં અયશા બોલી,

સુધાકર અયશાના શબ્દો મુંગે મ્હોંએ સાંભળ્યે જતો હતો. સુધાકરને કાંઇ જવાબ નહીં આપતો જોઇ અયશા તેના પગમાં પડી અને કાલાવાલા કરતાં બોલી.

"સુધાકર ! તું આમ છેક દયાહીન થશે ? તારા દિલની ગીનાથી વાકેફ બનવાના પદને શું હજુ હું લાયક નથી બની ?"

"સુધાકર ! આમ છેકજ દયાહીન બનશે ? તને આ શોભે છે ખરૂં ?" સુધાકરને કાંઇપણ જવાબ નહીં આપતાં ગમગીન ચ્હેરે બેસી રહેલો જોઇ અયશા બોલી.

"અયશા ! તારા તીખા તમતમતા—અગ્ની ઝરના શબ્દોરૂપી તીર ફેંકી મારા હૃદયમાં જખ્મ ન કર તારો એકેએક શબ્દ મને બરછીની માફક વીંધી નાખે છે. મારી હૃદયજ્વાળાથી વાકેફ થવાની હઠ છોડી દેવામાંજ તારૂં કલ્યાણ છે. તું પણ શામાટે મારી માફક દુખી થવાના પ્રયત્નો કરે છે ?"

"ત્યારે તું શું છેકજ........" આમ કહીને અયશા કાંઇ બોલવા જતી હતી પરંતુ એક પણ શબ્દ આગળ બોલી શકે તે પહેલાં તેનું હૃદય ભરાઇ આવતાં આંખમાં આંસુ આવી ગયા.

"મારા હૃદય મંદિરની દેવી ! શામાટે દુઃખી થાય છે ? ખોટી હઠ છોડી દે અને તેમાંજ તારૂં અને મારૂં બંન્નેનું શ્રેય છે આ મારી એકની–અંગત નહીં પરંતુ સમાજની વાત છે. હાય ! ઓ હતભાગી સમાજ ! આમ અધોગતીની ગર્તામાં ડુબી તું કયે પલ્લે બેસશે ?"

"પરંતુ તમારી ઉદાસીનતાનું કાંઇ કારણ તો હશેને ?" આમ બોલતાંજ સંગીતના નાદમાં મસ્ત બની જેમ મણીરાજ ગારૂડીના હાથમાં સપડાઇ જાય છે તેમ સંગીતના નાદમાં મસ્ત બની જગતની આધિ વ્યાધિને ભુલી જઇને પ્રસન્ન ચિત્તે આનંદનો અનુભવ કરવા માંડે છે તેવું એકાએક. અયશાને યાદ આવતાંજ આભમાં જેમ વિજળી ઝબુકીને દોડી જાય છે તેમ ત્વરીત ગતીએ અયશા ત્યાંથી બીજા ખંડમાં દોડી ગઇ અને ત્યાંથી તેનું પ્રિય વાદ્ય સારંગી લાવીને સુધાકરની બાજુમાં બેસી સુધાકરના ચિત્તને ખુશ કરવા તેના કોકીલ કંઠે ગાવા લાગી.

"જો નીગાહ કીધી ઝાલીમ,
તો ફીર આંખ કયોં સુરાઇ?
વોહ તીર કયોં ન મારા,
જો જીગર કે પાર હોતા!
કફનમેં મુંહ જબ મેરા,
ખોલકે દેખેંગે તબ વહ બોલેંગે

હમારે ચાહને વાલે,
કી સુરતી અયસીહી હોતી હય
તેરે ઇશ્કકી કટારી,
લગી દિલપર મેરે કારી
જખ્મી તો હો ચુકી હું,
ચાહે બોલો યા ન બોલો
હમારે જીતે જી સાહબ
રહો તુમ પાસ ગયરો કે
હમ અપની આંખસે દેખે,
યહ મર જાનેકી બાતે હય
દિલ લેતે મુફ્તમેં કહે તે,
હમ કુછ કામકા નહીં
ઉલટી શીકાયત હુઇ,
અહેશાન તો ચલે ગયા

"તારી હઠ તું નહિજ મુકે?" અયશાનું સંગીત પુરૂં થયા પછી અયશાનો હાથ પોતાના હાથમાં લઇને સુધાકર બોલ્યો.

"અયશા મારા હૃદયમાં વ્યથા કરનારી બીનાથી તું વાકેફ ન થાય તો તેમાં તને શું નુકશાન કે હાની છે?"

"હાની? નુકશાન? તેની વાતજ શા માટે કરો છો? આ જગત–સંસાર સ્વાર્થી છે તેનાથી તમો ક્યાં અજાણ છો કે-મને આ પ્રશ્ન કરો છો? હું મારા સ્વાર્થને પોશવા માટેજ તેમ કરવાનો કેમ પ્રયત્ન નહીં કરતી હોને?"

"પરંતુ હું નથી સમજતો કે તે વાત તને ન કહેવાથી કાંઇ હાની થવાનો સંભવ હોય"

"તે જોવાનું કામ તમારૂં નથી. હું મારા લાભા લાભને સારી રીતે જાણી શકું છું. તમારે મને હકીકત જણાવવી છે કે નહીં ?" જરા વિનોદી સ્વરે અયશાએ કહ્યું.

"જ્યારે તારી ઇચ્છા દુઃખને આમંત્રણવાનીજ છે તો હું તારી આ હઠ પાસે લાચાર છું. મારે મારી ઇચ્છા કે અનીચ્છાએ તારી માગણીને આધીન થવું પડે છે અયશા ! હું બીજા શાના વિચાર કરતો હોઇશ ? સનાતન ધર્મનાજ તો.

અયશા ! જોને એક વખત સમસ્ત જગતનો વિશ્વ ધર્મ ગણાતો મારો વૈદીક ધર્મ કેટલી અધોગતીએ જઇ પહોંચ્યો છે ? મારા જે ભડવાર પૂર્વજોએ ગાંધાર એટલે હાલના કંદહાર અને પાતાળ એટલે આજના અમેરીકાના રાજવીઓની પુત્રિઓને વૈદીક ધર્મમાં રહેલા દરીયાવ દિલના વિચારોને લીધે પરસ્પર સંબંધ બાંધવાને અપનાવી તેમની અર્ધાંગના તરીકે સ્વીકારી વૈદીક ધર્મમાં અપનાવી લીધી હતી. જે મારા પૂર્વજોએ વિદેશી હુણ અને શક લોકોને પણ તેમના વૈદીક ધર્મના ઉદાર સુત્રો વડે અપનાવી લેવા શકિતવાન થયા હતા. જે વિશ્વ ધર્મ જગતના દરેક માનવીઓના માટે તેના દ્વારો ઉઘાડી રાખી બેઠો હતો તેના દ્વારો આજે કેવા સંકુચીત થઇ ગયા છે ! અને આ સંકુચીત દ્વારોજ તેમની પાયમાલીના—નાશના નગારા વગાડી રહેલ છે.

અયશા ! જો ! હિન્દુ ધર્મનાં અનુયાયીઓ આ પ્રગતિના યુગમાં કુંભકર્ણના નિદ્રાનો સત્વરે ત્યાગ કરી જાગી ઉઠશે નહીં તો તેમની

હસ્તી જગતપર રહેશે કે નહીં તેનાજ વિચારો મારા હૃદયમાં ભડ-ભડાટ દાવાનળ સળગાવી રહેલ છે" સુધાકરે લંબાણુથી તેના હૃદય-માંનો ઉભરો બહાર કાઢયો.

"એમાં આટલી બધી ચિંતા શાની ?"

"કેમ નહીં ? હું તને સ્વીકારી દુઃખી કરવા નથી ઇચ્છતો મારા પ્રત્યેના પ્રેમને લીધે તું હિન્દુધર્મ સ્વીકારવાને તૈયાર થઇ છે તેજ તારા હૃદયની મહત્તા અને ઉદારતા બતાવી આપે છે પરંતુ અયશા ! નહીં, નહીં, હું તને મારા ધર્મમાં અપનાવવાને તૈયાર નથી.

"ત્યારે મને સુખી કરવાના તારા બધા વચનો અને દિલાસા મીથ્યા હતા ?"

"તેની સાબીતી શું ?"

"અયશા ! તારે સાબીતી જોઇએ છીએ ? તને હું એક વખતના જગતમાં સર્વથી શ્રેષ્ઠ અને માન પામેલા પરંતુ અત્યારે જેમાં અનેક પંથ અને વાડાના ભેદ પડી જતાં સમુદ્રના જેવડો વિશાળ મારો હિન્દુધર્મ ખાબોચીયા જેવો થઇ ગયો છે તેથી હું તને આ ખાબોચીયામાં ધસડી જવા નથી ઇચ્છતો તેના કરતાં તો જ્યાં સમાનતા છે તે તારો ધર્મ શું ભુંડો ?"

"સુધાકર ! ત્યાંજ તારી ભુલ થાય છે. ધર્મો એ પરમાત્મા પાસે જવાના જુદા જુદા માર્ગ છે. જગતપરના દરેક ધર્મમાં સડો છે. સડો કયાં નથી તે તું કહે જોઇએ ? તું જરાપણુ નીરાશ નહીં થનો હું તારી છું અને આ જીવન છે ત્યાં સુધી તારીજ રહીશ. સુધાકર ! જરા વિચાર કર તારા ધર્મમાં મને અપનાવી લેવાનો માર્ગ છેજ.

વૈદીક ધર્મ કેટલો ગહન છે તે તું જાણે છે? બૌધ ધર્મના વખતથી તે આજ સુધી જે ધર્મપર પ્રહાર થતા આવ્યા છે. તે ધર્મ તેના મહત્વ વગર અત્યાર સુધી જીવંત ટકી શકયો હશે? તે ધર્મના મૂળ કેટલા ઉંડા હોવા જોઇએ તેનો સ્વપ્ને પણ ખ્યાલ કર્યો છે?"

અયશા! તારો ધર્મ મારા ધર્મ કરતાં ભીન્ન હોવા છતાં તને તેનું આટલું બધું જ્ઞાન કયાંથી?" અયશાના ઉપલા શબ્દો સાંભળી અજબ થતાં સુધાકર બોલ્યો.

"સુધાકર! જે ધર્મમાં તેં જન્મ લીધો છે તે ધર્મની દિવસે દિવસે પડતી થતી જોઇને તેના રૂઢીના બંધન અને સામાજીક સડાઓ સુધારવા માટે તારૂં હૃદય તળપાપડ થઇ રહ્યું છે. જે સ્વરૂપે વિશાળ હોવા છતાં પોતાની વિશાળતાનું ભાન ભુલીને લઘુતા ધારણ કરી વાડા વાડામાં વહેંચાઇ ગયેલ છે. તેજ હતભાગી હિન્દુમાં જન્મેલી હું આર્ય બાળા છું."

"અયશા! તું આ સત્ય કહે છે?" અયશાના છેલ્લા શબ્દો સાંભળી અજાયબ થઇ જતાં સુધાકર બોલ્યો.

"તમોને તેમાં શંકા છે?" સુધાકર હું હિન્દુ સમાજની "રૂઢીનો ભોગ" બનેલી છું.

"હું નથી ધારતો કે તારૂં કહેવું સત્ય હોય. આ બધી મારા દિલને ખુશ કરવા પુરતી કલ્પીત બીના તેં ઉપજાવી કાઢી હોય તેમ મને જણાય છે."

"સુધાકર ત્યાં તું ભુલે છે. મારી બીનામાં અસત્યનો જરા પણ અંશ નથી હું આર્ય બાળા હતી અને થવા ઇચ્છું છું.

બોલ, મને સ્વીકારશે ? સુધાકર ! જે હિન્દુસમાજની અત્યારની સુષુપ્તી કાળની અવસ્થા જોઇને તારા હૃદયમાં ભયંકર જ્વાળા બળી રહી તેજ હતભાગી હિન્દુસમાજની હું "રૂઢીનો ભોગ" બની હતી. અને છેવટે મને વેશ્યા બનાવ્યા પછીજ તમારા ધર્મના માનવીઓએ મારો પલ્લો છોડયો હતો. સુધાકર ! આ અત્યારની અયશા અને એક વખતની આર્ય બાળાની કહાણી છે. બોલ, તારો સમાજ મને સંઘરવાને તૈયાર છે ?"

અયશાના આ શબ્દો સાંભળી હિન્દુસમાજ આટલી અધોગતિએ પ્હોંચી ગયો હશે તેવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહીં હોવાથી તેની આંખમાં આંસુ આવી ગયા.

"સુધાકર ! આમ બાયલાની માફક રડીને બેસી રહેવાથી શું હિન્દુધર્મ ઉન્નત થશે ? રડવાથી શું સમાજમાં ઘર કરી રહેલ કુરીતિ દુર થશે ? જો હિન્દુ સમાજમાં ઘર કરી બેઠેલી કુરીતીઓ દુર કરી સમાજનો ઉદ્ધાર કરવા ઇચ્છતા હો તો કમર કસીને બહાર પડો. મારા જેવી એક નહીં પરંતુ અનેક બાળાઓની આપણો અંધશ્રધાળુ ધર્મ અવગતી કરીને અધોગતિની ખાણમાં ફેંકયે જાય છે તેઓને બચાવી લેવા માટે જીવનના જોખમે બહાર પડો."

જો તું સાથ આપે તો એ બધું કરવાને હું તૈયાર છું. ધર્મમાં ઘુસી ગયેલા સડાને દુર કરવા જતાં દેહનું બલીદાન આપતાં પણ હું ડરૂં તેમ નથી પણ એ બધું કયારે થાય તે તું જાણે છે ?"

"નહીંજ તો તો પછી શા માટે તમે જણાવતા નથી ?"

"અયશા ! તારા સહકાર વિના હું કાંઇ પણ કરી શકું તેમ નથી. રૂઢીના બંધનો તોડવામાં અને સમાજની પ્રગતિ કરવામાં તું મારો સહકાર કરશે ?"

"સુધાકર ! હિન્દુ જાતિની અંધશ્રદ્ધા અને રૂઢીના ભોગમાં મારા જેવી કેટલીએ બાળાઓના ભોગ લેવાના હશે. તેઓને બચાવી લેવા હું તારે પડખે ઉભી રહેવા તૈયાર છું."

"અયશા ! આપણે સ્નેહ લગ્ન કરી લઇએ તો શું ખોટું ?"

"ખોટું તો કાંઇ નથી પરંતુ તમારો સમાજ મને કયાં અપનાવે તેમ છે ?"

"આપણા ગામનું યુવકમંડળ હિન્દુ જાતીને પ્રગતિના પંથે ધપાવવા પ્રયત્ન કરી રહ્યું છે તો પછી તેમાં જોડાઇ જઇને આપણા વિચારો બહાર લાવવા આપણે પ્રયત્ન ન કરવો જોઇએ ?" સુધાકર બોલ્યો.

"જો તમારી તેવીજ ઇચ્છા હોય તો પછી વખત ગુમાવવાથી શું ફાયદો ? ચાલો સત્વરે યુવકમંડળના પ્રમુખને મળી આપણને અપનાવી લેવાની બીનાથી તેને વાકેફ કરીએ" "આમ કહીને અયશા સુધાકરને લઇને યુવકમંડળના કાર્યકર્તાઓને મળવા જવાને ચાલી ગઇ.

# પ્રકરણ ૧૫ મું

## ખુનનું કાવત્રું

"હવે શું થશે?" થરથર ધ્રુજતાં પગની પાની વડે જમીન ખોતરતાં મેના બોલી.

"આજે આમ ધ્રુજે છે શા માટે? તારૂં મ્હોં કેમ કરમાઇ ગયું છે? આમ બ્હાવરી કેમ બની છે?" મેનાના ઉતરી ગયેલા મ્હોં તરફ જોતાં હેતાળ સ્વરે માલુડોશી બોલી.

"માલુડોશી! હાથના કર્યા હૈયે વાગ્યા. લાજ આબરૂ હવે કેમ જળવાશે?" આમ બોલતાં બોલતાં મેનાની આંખમાંથી આંસુ સરી પડયા.

"મેના! એમ રડે છે શા માટે? જરા વાત તો કર? દેવમંદિરના મહારાજના પ્રેમની પુતળી પર આપ્ત શાની? એવું શું બની ગયું છે કે આમ રડે છે?"

"એ બધી મોકાણ તમારા મહારાજનીજ છે. નિર્વાણનો ભેદ અગમ નિગમનું જ્ઞાન પામવા જતાં મોત ઉભું થયું છે. દેવમંદિરના હવસી મહારાજે તેની વાસનાની ભઠ્ઠીમાં મારૂં બલીદાન લીધું છે. વિષય વાસનામાં લોલુપ્ત બની ગયેલા મહારાજે તેની વાસના પોસવા માટે જેમ અનેક કુમળી કળીઓને ચુંદી નાંખી છે, અનેક કુમારીકાઓના કૌમાર્યનો નાશ કર્યો છે તેમ મારા શિયળનો પણ તે હવસના ગુલામે–દેવમંદિરના મહારાજે નાશ કર્યો છે, અને સ્ત્રી અને પુરૂષનો સંભોગ થતાં સ્વાભાવીક રીતે જે ફળ આવવું જોઇએ તે

આવી ચુક્યું છે—દેવમંદિરના વાસનાના ગુલામ મહારાજના સહવાસથી હું ગર્ભવતી બની છું." બોલતાં બોલતાં મેના ડુસ્કે ડુસ્કે રડવા લાગી.

"મેના ! તેમાં ગભરાવાની કાંઇ જરૂર નથી. દેવમંદિરના મહારાજ તો સાક્ષાત ઇશ્વર સ્વરૂપ છે, તેના હાથે નિર્વાણ ચડવાનું તને સદભાગ્ય પ્રાપ્ત થયું તેજ તારૂં અહોભાગ્ય, મેના અગમ નિગમના ભેદની પાર પહોંચી ગયેલા મહારાજ તો **"અહં બ્રહ્માસ્મી"** રૂપને પામી ગયા છે. જગતના સર્વ માનવીઓ તેઓને તો બ્રહ્મસ્વરૂપ જણાય છે. તારે જરાપણ ગભરાવાની જરૂર નથી. એ તો જેણે કર્યું છે તેજ પાર પાડશે, રડ નહીં ચાલ આપણે સત્વરે મહારાજને આ હકીકત જણાવી તે નીવારવા પ્રયત્ન કરીએ."

આમ કહી મેનાને લઇને માલુડોશી દેવમંદિરના મહારાજ પાસે જવા ચાલી ગઇ.

"કાલીદાસ ! હવે શું કરીશું ?" કાળા કામો કરવામાં પાવરધો બની ગયેલા કાલીદાસને દેવમંદિરના મહારાજે પુછ્યું.

"તે સૌંદર્યની પુતળી જાળમાં તો બરાબર ફસાઇ છેને ?" કાળીદાસે પુછ્યું.

"તે માટે તું બેધડક રહે. મારી જાળમાં તે એવી સપડાઇ છે કે જરાયે ચુંચાં કરી શકે તેમ નથી. તેના યૌવનનો હું યથેચ્છ લાભ ઉડાવી રહ્યો છું. હવે તેના મારફત કોઇપણ રીતે આપણા કબજામાં આવવી જોઇએ." પોતાનો હેતુ જણાવતાં દેવમંદિરના મહારાજે કહ્યું.

"તેમ બની શકે તેમ નથી" કાળીદાસે ઠંડે પેટે કહ્યું.

"કેમ ?" મહારાજ ઉશ્કેરાઇ જતાં બોલ્યા. "મેના મારે વશ છે તો પછી શું વાંધો છે ?"

"હું નથી ધારતો કે તમો ધારો છો તેટલી સ્હેલાઇથી તેની મીલ્કત તમે મેળવી શકો."

"કેમ નહીં બને ? તે હઠીલી બની તેની મીલ્કત મને નહીં સોંપે તો તેની નિરૂપમા જેવી હું સ્થીતી કરીશ. તે નહીં માને તો જશે કયાં ? સમાજનો ભય અને આબરૂની દરકાર તેને મુંગી બનાવી દેશે અને તેને મારી ઇચ્છાને તાબે થવુંજ પડશે."

"કદાચ ભયને લીધે તે તમારે તાબે રહેશે પરંતુ તેની મીલ્કત તો નહીંજ પચાવી શકો ?"

"પછી મારા માર્ગમાં કોણ કાંટો નીવડવાનું છે. મેના તો મારે વશ છેજ."

"તમારા માર્ગમાં નડતો કાંટો કોણ છે તે તમારે જાણવું છે ? તેનો પુત્ર મનહર તમારી આશાની ઇમારત તોડી પાડે તેમ છે."

"તો તે પણ મારા રસ્તામાંથી સાફ થશે પછી તો હરકત જેવું નથીને !"

"પરંતુ હું નથી ધારતો કે મેના આમાં સંમત થાય."

"નહી થાય તો કયાં જશે ? તે મારી જાળમાં બરાબર ફસાઇ છે."

"એમ ?"

"ત્યારે બીજું શુ ? તે તો શું પણ......" દેવમંદિરના મહારાજ કાંઇક આગળ બોલવા જતા હતા ત્યાં મેના અને માલુ ડોશીને જોતાંજ તે અટકી ગયો."

"માલુ ડોશી ! અત્યારે કેમ આવવું પડયું ?" માલુ ડોશીના આવવાનું કારણ નહીં સમજી શકતાં દેવમંદિરના મહારાજ બોલ્યા.

"મેના......" માલુ ડોશી આગળ બોલવા જતી હતી પરંતુ કાંઇ બોલી શકી નહીં.

"મેનાને શું છે ?" વધુ આતુર બનતાં દેવમંદિરના મહારાજ બોલ્યા.

"શું કહું ? ન કહેવા જેવી વાત બની છે." માલુ ડોશીએ વાતની શરૂઆત કરી.

"એવું શું બની ગયું છે કે તમે ગભરાઇ ગયા છો ? જે બન્યું હોય તે જણાવો કે તેનો ઉપાય કરી શકાય." માલુ ડોશીના શબ્દો સાંભળી કાંઇ અમંગળ ઘટના બની ગઇ હશે તેમ ધારી તે જાણી લેવાની જીજ્ઞાસા છુપાવી નહીં શકવાથી મહારાજે કહ્યું.

"એમાં બનવાનું શું હતું ? સ્ત્રી અને પુરૂષના સમાગમથી ગર્ભ રહે તે તો કુદરતનો કાયદો છે. બીજું શું થવાનું હતું ?"

"તમે શું બકો છો ? મગજ તો ભમી ગયું નથી ને ?" માલુ ડોશીના ઉપલા શબ્દો સાંભળી દેવમંદિરનો મહારાજ અને કાળીદાસ બન્ને એકી સાથે બોલી ઉઠયા.

"અગમ નિગમ ભેદના અખતરામાં અહં બ્રહ્માસ્મીના પ્રયોગ નીચે મેનાને સગર્ભા બનાવી ચુકયા છો. બોલો હવે શું કરવું છે ?"

"શું કરીશું માલુ ડોશી ?" માલુ ડોશીના શબ્દોએ વીજળીના ઝટકા જેવી દેવમંદિરના મહારાજ અને કાળીદાસ પર અસર કરતાં બન્ને એકી સાથે બોલી ઉઠયા.

"મેનાને તમારી પત્ની તરીકે સ્વીકારી લ્યો. બીજું શું થઇ શકે તેમ છે ?" ઠંડા પેટે માલુ ડોશી બોલી.

"તેમ કેવી રીતે બને ?" મહારાજે પુછ્યું.

"શા માટે ન બને ?"

"માલુ ડોશી ! તેમ કરવાથી સમાજમાં મારૂં સ્થાન રહેશે ખરૂં ?"

"રહે કે ન રહે. તેનો વિચાર પહેલેથી શામાટે ન કર્યો ?" માલુ ડોશી જરા દમામમાં બોલી.

"ત્યારે બીજો ઉપાયજ નથી ?"

"જે સમાજમાં દેવમંદિરના મહારાજ જેવા પ્રજાની વહુ બેટીઓના બાપ હોવાનો દાવો કરી અનેક કુમળી કળીઓનું તેમની લાલસા પોશવામાં બળીદાન લઇ રહ્યા છે તે સમાજ ક્યાં સુધી અસ્તીત્વ ટકાવી રાખશે ? મહારાજ ! સમાજની તમોને જરૂર જ હોય તો આવી રીતે સત્યાનાશ વાળવાના તમારા કામને તજી વાસનાપર કાબુ મેળવો. તમારી વાસનાપર કાબુ ન રાખી શકતા હો તો આવા ઢોંગ કરી સમાજને પ્રપંચજાળમાં ફસાવવાનું ત્યજી શા માટે વૈરાગીમાંથી રાગી બની જતા નથી ? મેનાને તમારો ગર્ભ છે બોલો શું જવાબ આપો છો ?" દેવમંદિરના મહારાજને ઉડાવ જવાબ આપતો જોઇ માલુ ડોશી બોલી.

"મારા અનેક કાળા ધોળામાં તું સામેલ છે. તો પછી આ વખતે મને શા માટે બચાવી લેતી નથી ? માલુ ડોશી ! હું તમોને મ્હોં માંગ્યું ધન આપવાને તૈયાર છું. મારી લાજ આબરૂ બચાવશો નહીં તો તમોને અત્યારે જે મ્હોં માંગ્યું ધન મળે છે તે ક્યાંથી મળશે ? જે ધન હું તમોને આપું છું તે ક્યાંથી આવે છે તેનો તમોને ખ્યાલ છે ? તે તો અંધશ્રદ્ધાળુ ભક્તો તરફથીજ મળે છે.

તમોને જો વધારે ધન જોઇતું હોય તો મને ગમે તેવી રીતે બચાવી લ્યો."

"અત્યારેજ જો એક હજાર રૂપીઆ મળતા હોય તો કામ નિર્વિઘ્ને પાર પાડી આપું." માલુ ડોશીએ કરડાકીમાં કહ્યું.

"એક હજાર નહીં પણ અગીઆરસો લ્યો. મારા બાપને કયાં પરસેવો વાળવા જવો પડયો હતો. અને હજી દેવદ્રવ્યનો કયાં દુષ્કાળ પડયો છે." માલુ ડોશીના હાથમાં રૂપીઆ મુકતાં દેવમંદિરના મહારાજે કહ્યુ.

"હવે બેડોપાર " માલુ ડોશી બોલી.

"કેવી રીતે ?" કાળીદાસે પુછ્યું.

"ગર્ભપાત, બીજું શું ?"

"શું ગર્ભપાત ?" ભયથી થરથર ધ્રુજતી હરણીની માફક આ શબ્દના ત્રાસથી ત્રાસી ગયેલી મેના બોલી.

"મેના ! હાથના કર્યા હૈયે વાગ્યા. હવે બીજો કાંઇ ઉપાય છે ? સમાજમાં ઉજળા મ્હોં લઇને ફરવું હોય તો તેજ સહુથી શ્રેષ્ટ ઉપાય છે. અને તેમ કરવાથીજ તારા જેવી ઉચ્ચ કુલોત્પન્નાની લાજ આબરૂ જળવાય તેમ છે. તેથી ઇચ્છાએ કે અનીચ્છાએ તેમ કર્યા વિના બીજો ઉપાય પણ શું છે ? જગતમાં રહેવું છે તો પછી આબરૂ પણ સાચવવી જોઇએને ?" લાજ આબરૂ સાચવવાના બ્હાના નીચે મેના પાસેથી પોતાનો સ્વાર્થ સાધ્ય કરવાના હેતુથી માલુ ડોશી ઘણાજ હેતાળ સ્વરે બોલી.

"કપાળ મારૂં. જગત ભલે મને હડધુત કરે. ભલે માણસો મને વ્યભીચારીણી ગણે પરંતુ મારાથી કોઇ કાળે બાળહત્યાનું પાપ થવાનુંજ નથી."

માલુડોશી! તમારા વિષય પિપાસુ મહારાજે જ્યારથી મારા સર્વસ્વનો નાશ કરી નાખ્યો છે. જ્યારે પરમાત્માની નજરે હું પાપીણી ઠરી ચુકી છું ત્યારે શામાટે જગતની આંખમાં ધુળ નાખવા બાળહત્યાનું પાપ મારા શીરપર વ્હોરી ઉપરના સફેદ અને અંદરથી કાળા કોલસા જેવા થવાનો મારે પ્રયત્ન કરવો જોઇએ?"

"માલુડોશી! હું સોમલ જેવી સફેદ નહીં પરંતુ માણસને જીવન આપનારી રંગે ભલેને કાળી રહી તેવી કસ્તુરી થવા ઇચ્છું છું." પોતે માલુડોશીના ગર્ભાપાત કરવાના વિચારમાં જરાપણ સંમત નથી તેમ જણાવતાં મેનાએ કહ્યું.

"મેના! આવા ગાંડા વિચારો ત્યજી જરા ડાહી થા. અને દેવમંદિરના મહારાજની આજ્ઞા પ્રમાણે વર્તવા તૈયાર થા. તેમ કરવામાંજ તારૂં કલ્યાણ સમાયલું છે તેટલુંયે મુરખી સમજતી નથી?" માલુડોશી કેમ જાણે ગર્ભાપાતની સલાહ આપીને ગર્ભાપાત કરાવવામાં મેનાપર ઉપકાર ન કરતી હોય તેવો ભાવ કરીને બોલી.

"માલુડોશી! હવે હીત અહીતનું શામાટે પુછો છો? હવે હીત અહીતનો પ્રશ્નજ ક્યાં રહ્યો છે? દેવમંદિરના મહારાજની વાંચ્છના પોશવામાં મદદ કરતી તમારા જેવી કુટણીની જાળમાં અગમ નિગમનો ભેદ પામવા માટે ફસાઇ એક કુલીન કુળવધુ ખાનદાનની બેટી અને શીયળવતી સ્ત્રીમાંથી વ્યભીચારીણી બની માતાપિતાના કુલને કલંકનો બટ્ટો લગાડી વ્યભીચારીણીના પદને પામી ચુકી છું પછી જગત મારા અને તમારા દેવમંદિરના મહારાજના કાળા કાર્યોથી જાણકાર થાય તેમાં નુકશાન શું છે? કોઇપણ ઉપાયે ગર્ભપાત નહીં કરવાનો મેં દ્રઢ નિશ્ચય કર્યો છે".

મેનાના આ અંગારા ઝરતા શબ્દો દેવમંદિરના મહારાજના હૃદયમાં આરપાર નીકળી ગયા. તેઓએ મેનાની મીલકત પચાવી પાડવાને ગોઠવી રાખેલ તેમના હવાઇ કીલ્લા અને બાજીઓને ધુળ ભેગી થતી જોઇ મેનાને પાછી પોતાના કાબુમાં લેવાના હેતુથી દેવમંદિરના મહારાજ ઘણાજ નમ્ર સ્વરે મેના પ્રત્યે આજીજી કરતાં બોલ્યા.

"મનમોહીની મેના! મારા દીલની પુતળી! મારા જીવનના આનંદ! શું તું હું કફોડી સ્થીતીમાં આવું તેમ ઇચ્છે છે? શું તને જરા પણ મારી દયા નથી આવતી?" આમ બોલતાં દેવમંદિરનો મહારાજ મેનાની નજીક ગયો.

શું બધા તમારા જેવાજ દેવમંદિરના મહારાજો હશે? મહારાજ! તમારા જેવા મહારાજોએજ હિંદુ ધર્મનું સત્યાનાશ વાળ્યું છે. હિંદુ ધર્મ અને હિંદુ જાતિ જે એક વખત ઉન્નતિના શીખરે બીરાજી આખા જગતપર તેની સંસ્કૃતીનો ધ્વજ ફરકાવતી હતી તેજ હિંદુ જાતિ અને ધર્મ તેમાં તમારા જેવા મંદીર કે જયાંથી ધર્મનું અને કર્મનું બંને જ્ઞાન મળે તે દેવમંદીરનાં મહારાજો થવાથી હિંદુ જાતિનું અને અને ધર્મનું સત્યાનાસ વાળી નાખ્યું છે. જો કોઇ પણ મને હિંદુ જાતિ અને ધર્મ દીવસે દીવસે અધોગતિમાં કેમ સબડયે જાય છે તેનું કારણ પુછે તો પહેલી તો તમારા જેવા દેવદ્રવ્યનો દુર્વ્યય કરનારા દેવ મંદિરના મહારાજોની અને બીજી તેવા દેવમંદીરના મહારાજોને પ્રભુતુલ્ય માની તેમના કહેવાપર અંધશ્રદ્ધા રાખી ગાડરીયા પ્રવાહની માફક તેઓની પાછળ ધપ્યે જતા લોક સમુહનીજ આ મોહકાણ છે તેમ હું કહેવામાં જરાપણ અચકાઉં તેમ નથી.

"મહારાજ ! ભલા થઇને મને એટલું જણાવવાની કૃપા કરશો કે મારા જેવી કેટલી કુમળી કળીઓના શીયળનો નાશ કરી તમારી વાસના પોશનારી કુળકલંકીની દાસીઓ બનાવી છે ? મારા જેવી કેટલી કુમળી કળીઓનું તમારી વાસના પોશવામાં બળીદાન લીધું છે ? ચેતો. ચેતો. મહારાજ આ જગત ફાની છે. જે આવ્યું છે તે આખરે જવાનું તો છેજ અને છેવટે દેવના દરબારમાં કર્મનો હીસાબ આપવો પડશેજ.

ઓ હીંદુ સમાજ ! તારી કેટલી ઘોર અજ્ઞાનતા છે. બહારથી ભગત હોવાનો ડોળ કરનારા આ દેવમંદિરના મહારાજ જેવા અનેક મહારાજો તમારી વહુ બેટીઓના શીયળનું લીલામ કરી રહ્યા છે, તેવાઓને પોશવામાં જ્યાં સુધી તું તારી અંધશ્રદ્ધાનો પડદો તોડી ફોડીને ફેંકી નહિ આપે. ત્યાં સુધી શું કદાપિ તારો ઉદ્ધાર થવાનો છે? અને જ્યાં સુધી હિંદુ સમાજમાં ઘર કરી બેઠેલા આ સડાપર કોઇ કુશળ શસ્ત્રવૈદ્ય તેનાપર શસ્ત્ર ચલાવી તેનો સડો દૂર કરી નહીં નાખે ત્યાં સુધી હિંદુ સમાજના દેહ દ્રઢ બની સમાજમાં બરોબરીનું સ્થાન ભોગવવાને લાયક થાય તેમ છે !

ઓ વાજપવંતા ! જગતને તારી રૂચાનું જ્ઞાન આપનાર સનાતન ધર્મ તારૂં સ્થાન ક્યાં છે ? તું કેમ અધોગતીની ગર્તાએ આવી પહોંચ્યો છે તેનું તને ભાન છે ? આમ મનમાંને મનમાં વિચાર કર્યા પછી માલુડોશી પ્રત્યે બોલી.

"માલુ ડોશી ! મારો નીશ્ચય મક્કમ છે. હું જ્યાં સુધી આ દેહમાં જીવન હશે ત્યાં સુધી તો કદાપિ બાળહત્યાનું પાપ મારા શીરે વહોરવાને તૈયાર નથી. આમ ન કરવાથી ભલે જગત મારાપર

ફીટકારનો વર્ષાદ વર્ષાવે તે સહેવાને હું તૈયાર છું. હું જગતની નજરે કદાચ ગુન્હેગાર ઠરતી હોઇશ પરંતુ પરમાત્માની નજરે તો નહીંજ. લ્યો ત્યારે હવે હું જાઉં છું" આમ કહી મેના જવા લાગી.

"ક્યાં જાય છે મેના? જરા શાંત થા અને પછી વિચાર કરશે તો તેં અત્યારે જે નીશ્ચય કર્યો છે તે માટે અવશ્ય તને પશ્ચાતાપ થશે તેવી મારી ધારણા છે માટે બેટા! જરા ઠંડે હૈયે વિચાર કરી જો" મેનાને જતી અટકાવવા માલુ ડોશીએ કહ્યું.

"કુટ્ટણી! તેજ મારૂં સત્યાનાશ વાળી નાખ્યું છે. ભગવાન તને રૂવે રૂવે જીવડા પાડશે. એમાં વિચાર કરવા જેવું છેજ શું?" આમ કહીને ત્યાંથી ચાલી ગઇ.

"માલુ બાઇ! હવે શું કરશું? ફજેતીના ફાળકે ચડવાનો વખત આવી પહોંચ્યો છે."

મેનાના ચાલ્યા જવા પછી ભયભીત સ્વરે કાલીદાસ ને મહારાજ બોલી ઉઠ્યા.

"મહારાજ! જરા પણ ગભરાવા જેવું નથી. આબરૂ કોને નહિ વહાલી હોય? જરા વિચાર તો કરો? એ તો અત્યારે જરા એનું મગજ મારા ધારવા પ્રમાણે ગરમ થઇ ગયું છે ઠંડુ પડયા પછી તમોને કહેલા શબ્દો માટે તેને પોતાનેજ પશ્ચાતાપ થશે, અને પગે પડતી તમારી માફી માગતી આવશે. ગભરાવ છો શા માટે?" માલુ ડોશી હેબતાઇ ગયેલા મહારાજને આશ્વાસન આપતાં બોલી.

"મને પણ એમજ લાગે છે. માલુ ડોશીનું કહેલું તદન ખરૂં છે." કાળીદાસે હામાં હા મેળવી.



"ત્યારે શું મારે આખરે પતિત થવું પડશે ?" આમ બોલતાં સીતારને બાજુપર સેરવી લક્ષ્મી વિચારમાં મગ્ન બની ગઈ પાનું ૧૧૬

"હું પણ ધારૂં છું કે એમજ થશે. ચાલો એ શીકાર હાથમાંથી છટકે નહી તેમજ હું ઇચ્છતો હતો." મહારાજ બોલ્યા.

"એમ, તમારી બીછાવેલી જાળમાંથી છટકી જવું તે કાંઇ બચ્ચાંના ખેલ છે?" માલુ ડોશીએ પુછ્યું.

"ચાલો, હાલમાં તો એ ચિંતા ટળી, માલુ ડોશી હું મેનાની મીલ્કત આપણા હાથમાં મેળવવા ઇચ્છું છું તો કાંઇ માર્ગ બતાવશો?"

"મહારાજ ! એક રસ્તો છે પરંતુ ઘણોજ ભયંકર છે, જો પકડાઇ જઇએ તો?" માલુ ડોશી આગળ એક શબ્દ બોલી શકી નહિ.

"કબુલ પછી કાંઇ? સત્વરે ઉપાય બતાવો?" મહારાજ બોલ્યા.

"જરા ધીરજ રાખો. કામ ઘણુંજ કપરૂં છે. જો તમો મેનાની મીલ્કત તમારા કબજામાં લેવા ઇચ્છતા હો તો હું કહું તેમ કરવું પડશે બોલો કબુલ છે?"

"એક વાર નહીં પણ હજારવાર પછી કાંઇ?" પોતાનો સ્વાર્થ સાધવામાં અંધ બનેલા મહારાજે કહ્યું.

"જો તમો મેનાને તમારી જાળમાં સપડાયેલી રાખીને તેની મીલ્કત હજમ કરી જવા ઇચ્છતા હો તો આપણે યાત્રાએ જવાના છીએ તેમ વાત બહાર પાડો."

"એથી આપણને શું ફાયદો!" કાળીદાસે તેની જીજ્ઞાસા દબાવી નહીં શકવાથી પુછ્યું.

"જરા સાંભળ તો ખરો તેજ આપણા સઘળાને માટે ફાયદા-કારક છે. યાત્રા જવાના એક દીવસ પહેલાં હું આપણા સર્વની યાત્રાએ જવાની બીનાથી મેનાને માહીતગાર કરીશ—" માલુ ડોશી આગળ બોલવા જાય છે ત્યાં મહારાજ બોલ્યા.

"એથી શું થશે?"

"જરા શાન્ત થાવ. હું ધારૂં છું કે કુકર્મમાંથી જેનું ચિત્ત છુટી ગયું છે તે મેના યાત્રાનું નામ સાંભળીને આપણી સાથે આવવાને તૈયાર થશે અને તે પણ તે એકલી નહીં પરંતુ તેની મીલ્કતના વારસ તેના બેટા મનહર સાથે."

"પણ તેથી આપણને શું ફાયદો?"

"એટલું પણ ન સમજી શકયા? મેનાની મીલ્કત પચાવી પાડવામાં તમારા કામમાં આડે આવતો મનહર-તમારા માર્ગનો કાંટો, આપણે રસ્તામાંથી દુર કરી નાખીશું." માલુ ડોશી બોલી.

"માલુ બાઇ! તમે તો ભારે કરો છો તમારા જેટલી બુદ્ધી જો મારામાં હોત તો?" કાળીદાસ માલુ ડોશીની ખુશામત કરવાના હેતુથી બોલ્યો.

"એમજ કરવાથી આપણો રસ્તો સાફ થશે. તે સીવાય બીજો રસ્તોજ નથી. મેના! તને જો મારે મારી જાળમાંથી છટકી જતી બચાવી લેવી હોય, જો તારી મીલ્કતનો મારે માલીક બનવું હોય તો મારી આંખમાં ખુંચતું કણું મારા માર્ગમાં પડેલો કાંટો મનહર છે તેને મારે કોઇ પણ ઉપાયે આ દુનીયામાંથી હતો નહતો કરવો જોઇએ."

મહારાજના એ છેલ્લા શબ્દો એકાએક કાંઇ વિચાર આવતા તેના ઘર તરફ ચાલી જતી મેના પાછી ફરી જ્યારે મહારાજ પાસે જવાને મહારાજના ઓરડા પાસે આવી પહોંચી ત્યારે પડયા. આ શબ્દો તેના કાને પડતાંજ તે તેના મનમાં બોલી ઉઠી

"આ શું? મનહર! મારી આંખમાં ખુંચતા કણા! મારા માર્ગમાં નડતા કાંટા! તને કોઇ પણ ઉપાયે આ દુનીયામાંથી હતો ન હતો કરવોજ જોઇએ." મહારાજના આ શબ્દો શું બતાવે છે? શું મને કલંકીની કરવા છતાં નહીં ધરાયેલો હિંદુ સમાજના મહારાજના છુપા સાળા નીચે છુપાઇ રહેલો વ્યભીચારી વીષયી માણસ મારા

મનહરનું ખુન કરશે? ઓ ભગવાન! બચાવ બચાવ મારી આંખની કીકી, મારા નયનોનું તેજ, મારા મનહરને બચાવ. મારે આ પ્રપંચીઓના પાસમાંથી મનહરને બચાવી લેવો જોઇએજ." આમ કહી દેવમંદિરના મહારાજના ઓરડા બહારથીજ તે તેના ઘર તરફ ચાલી ગઇ.

"પરંતુ માલુ ડોશી! જે મેના ગર્ભપાત કરીને બાળહત્યાનું પાપ વહોરવા માટે ચોખ્ખો ઇન્કાર કરે છે તે શું તેના બાળપુત્રનું ખુન કરવાના આપણા કાવત્રામાં સામેલ થશે?" કાળીદાસે પુછ્યું.

જરા અકકલનો તો ઉપયોગ કરતો જા. મેના તો કદાપિ આપણા કાળા કામમાં સામેલ થવાની નથી પરંતુ યાત્રાએ આપણી સાથે લઇ જઇને તેના મનહરનું આપણે કાટલું કાઢી નાખશું." માલુ ડોશીએ કહ્યું.

"કેવી રીતે?" કાળીદાસે પુછ્યું.

"કેવી રીતે? તારે જોવું છે?" આમ કહીને વાઘણ જેમ ત્રાપ મારે તેમ ત્રાપ મારીને માલુ ડોશી કાળીદાસનું ગળું પકડીને બોલી. "હવે સમજયોને? આવી રીતે."

"ત્યારે તો બેડો પાર" મહારાજ બોલ્યા.

"અરે તેમાં પૈસાની જરૂર પડશે. આ કામ છુપાવવા પૈસા કાંકરાની માફક વેરવા પડશે." માલુ ડોશી બોલી.

"મેં કયારે ના પાડી?" મહારાજ બોલ્યા.

"એ ખરૂં પણ આ કામ કપરૂં છે બે પાંચ હજાર તો મારી પાસે રાખવા જોઇએ, માટે કાઢો જોઇએ?"

"પૈસા તો રોકડા નથી, સોનું ચાલશે?"

"જે હોય તે લાવોને?"

"પણ જો જો આ "ખુનનું કાવતરૂં" બહાર પડી ન જાય ને આપણી બાજી ઉંધી વળી ન જાય."

"તે માટે બેફીકર રહો." આમ કહી સોનાનો ટુકડો લઇને માલુ ડોશી ચાલી ગઇ.

# પ્રકરણ સોળમું.

## નાસી છુટી

"ત્યારે શું મારા આખરે પતિત થવુંજ પડશે? ગાગીં સમાન બ્રહ્મચારીણી રહેવાના મારા કોડ એમજ રહેશે? ઓ પ્રભુ! આ નર્કમાં તેં મારા કયા પાપના પ્રાયશ્ચીત તરીકે હડસેલી મુકી છે?" આમ બોલતાં બોલતાં લક્ષ્મી રડી પડી તેની આંખોમાંથી ચોધાર આંસુની ધારાઓ વહેવા લાગી.

"અને જગત આખું જેને નોધારાનો આધાર અને ગરીબના બેલી તરીકે ઓળખે છે તે નોધારાનો આધાર કયાં ગયો? મારાપર દુઃખનો વર્ષાદ વરસે છે મારૂં શીયળ અને કુમારીત્વ ભયમાં આવી પડયું છે ત્યારે પાંચાળીને ચીર પુરનાર, કીચકના હાથમાંથી તેનું સતીત્વ બચાવનાર અત્યારે કયાંઇ કેમ દેખાતો નથી?

એ બધું મન મનાવવાનું કારણ તો નહીંજ હોય? પરંતુ લક્ષ્મી! સાવધાન વઝીરા કોઇ પણ રીતે તેના પ્રયત્નમાં ફાવી ન જાય. તારા સતિત્વ અને કુમારીત્વને અણીશુદ્ધ વિશુદ્ધ રાખજે અને ને ભયમાં છે તેમ જણાતાં અને કોઇ પણ રીતે બચી શકે તેમ નથી તેવી ખાત્રી થતાં જીવનનો મોહ છોડી આપઘાત કરજે પરંતુ કલંકીની નહીં થજે.

હૃદયમાં બળતા દાવાનળને ઓછો કરવાના પ્રયત્ન કરતીં લક્ષ્મી પાછી રડી પડી અને વિચારમાં મગ્ન બની ગઇ.

"લક્ષ્મી!" વિચારની પરંપરામાં અટવાતી લક્ષ્મી પાસે આવતાં વઝીરા બોલી.

"કેમ?" જરા તીરસ્કારભર્યો ભાવ બતાવતાં લક્ષ્મીએ વઝીરા તરફ તીક્ષ્ણ નજર ફેંકતાં કહ્યું.

"મારૂં માને છે કે નહીં?"

"બીલકુલ નહીં"

"તારી આ હઠ ક્યાં સુધી નભશે?"

"દેહમાં જીવન છે ત્યાં સુધી."

"ખોટી હઠીલાઈ શામાટે કરે છે?"

"વિલાસની પુતળી! તને શીયળ અને કુમારીત્વની કાંઇ કીંમત છે? નહીંજ વેસ્યા તેની કીંમત કયાંથી આંકી શકે?" લક્ષ્મી તીરસ્કાર ભર્યું" હસીને બોલી.

"પણ આ બધી દલીલો ક્યાં સુધી ટકશે? તારા જીવનનો આધાર મારાપર અવલંબી રહ્યો છે તે જાણે છે?" જરા દમ ભરાવતાં વઝીરા બોલી.

"મને હવે આ જીવનમાં રસ રહ્યો નથી. હું મોત માગી રહી છું."

"એમ?"

"જરૂર"

વઝીરાને જણાયું કે આ રૂપની પુતળી દમ દાટીથી માને તેમ નથી એટલે તે લક્ષ્મીની પાસે ગઇ અને તેની પીઠપર હાથ ફેરવતાં કહ્યું. "આ રૂપ! તેં તારા રૂપનો સ્વપ્નમાં પણ ખ્યાલ કર્યો છે?"

"શીયળ અને કુમારીત્વ પાસે મને રૂપની કાંઇ કીંમત નથી અને તેના વિચારોમાં મને રૂપનો વિચાર કરવાની ફુરસદ પણ નથી."

"પણ આ અપાર દેહલાલીત્યને શામાટે કચડી નાખવા પ્રયત્ન કરે છે?"

"કચડી નાખવા કોણ પ્રયત્ન કરે છે? તમે કે હું?"

"જરા વિચાર કરી જો. લક્ષ્મી તું ડાહી છે. તને શું મેં મારી બેટી સમાન નથી રાખી? તારા સુખ પાછળ ખુલ્લે હાથે દ્રવ્ય નથી ઉડાડયું?"

"પણ તેથી મારા કુમારીત્વ પર ત્રાપ મારવાનો તમોને પરવાનો નથી મળતો."

"ત્યારે શું મેં તને સંગીત શીખડાવવા પાછળ પૈસા નકામા ખરચ્યા હતા?"

"શામાટે ખરચ્યા?"

"એમ. સંગીત શીખડાવ્યું તેનો આ બદલો આપે છે? શું મેં તારી પાછળ નકામું-બીન સ્વાર્થે ધન વેડફયું હતું? મેં તને સંગીત શા માટે શીખડાવ્યું હતું તે જાણે છે?"

"જખ મારવા" ગુસ્સામાં લક્ષ્મી બોલી.

"જખ મારવા! હવે હું બરાબર જખ મારીશ. મારા ખર્ચેલા પૈસા કોઇપણ રીતે આજેજ તારી પાસેથી વસુલ કરીશ." એમ કહીને એક બે તમાચા તેણે લક્ષ્મીને ખેંચી કાઢતાં બુમ મારી.

"દદ્દા?"

તરતજ એક આધેડ વયની બાઇ ત્યાં દોડી આવી. તેને જોતાંજ તે બોલ્યો "આમુક શાંત, કટકાર્યા વિના આ છોકરી માને તેમ નથી."

"કેમ હજી પણ માની જવું છે?" વઝીરાએ લક્ષ્મીને પુછ્યું.

"હું મારા નિશ્ચયમાં મક્કમ છું."

ભાગ્યેજ આ શબ્દો લક્ષ્મીના મ્હોમાંથી નીકળ્યા હશે તેવામાં દદ્દા ચાબુક લઇને ત્યાં આવી પહોંચી અને વઝીરાએ નિર્દોષ લક્ષ્મીપર ચાબુક ફટકાવવા માંડયા.

શીયળ અને કુમારીત્વને જીવનના જોખમે પણ બચાવવાનો દ્રઢ નિશ્ચય કરી બેઠેલી લક્ષ્મી માર સહન કરવા લાગી પરંતુ વઝીરાના આશયમાં સંમત ન થઇ, આથી વઝીરાએ ચાબુક ફેંકી દીધો તેને લાત મારીને દદ્દાને કહ્યું.

"આ હઠીલી છોકરીના હાથપગ બાંધી કોટડીમાં પુરી દે. હું જોઉં છું કે તે કેમ માનતી નથી?" આમ કહી તેણે લક્ષ્મીને કહ્યું "કમજાત! માની જાય છે કે નહીં? આજ રાતના તારા ઘમંડનો અંત લાવું તોજ મારૂં નામ વઝીરા" આમ કહીને લક્ષ્મીને લાત મારી રૂવાબમાં વઝીરા ચાલી ગઇ.

વઝીરાના જવા પછી દદ્દાએ લક્ષ્મીના હાથપગ બાંધ્યા અને એક કોટડી પાસે લઇ જઇને પુરી દીધી.

દુઃખી હાલતમાં આવી પડેલી લક્ષ્મી કેટલોક સમય તો કોટડીમાં એમને એમ પડી રહી. પોતાને આ નર્કાગારમાંથી બચાવવા પ્રભુને પ્રાર્થના કરી. પરમાત્માને કરેલી પ્રાર્થના કદિ અફળ ગઇ છે કે અફળ જાય? એકાએક તેના મનમાં કાંઇક વિચાર આવ્યો. વિચાર આવતાંજ કોટડીનું માપ લંબાઇ પહોળાઇ જાણવા તેણે પ્રયત્ન કર્યો તો છરી જેવું કાંઇક તેને મળી આવ્યું.

આ હથીયાર મળતાંજ તેના અંતરમાં આશાના કીરણો પ્રગટયાં. તેના દીલમાં હીંમત આવી તેનું મન વધારે દ્રઢ થયું અને મોમાં છરી પકડી તેણે તેના હાથના બંધ કાપી નાખ્યા. હાથ છુટા થતાંજ પળવારમાં પગ પણ છુટા થયા. બંધનોમાંથી મુક્તિ મળતાં તે હર્ષથી

નાચી ઉઠી ને ત્યાર પછી અહીંઆંથી નાસી છુટવા શું કરવું તેના વિચારમાં મગ્ન બની.

લક્ષ્મી આવી રીતે વિચારમાં મગ્ન હતી તેવામાં એકાએક કાંઇક વિચાર આવતાંજ તે કુદી અને જે ઓરડીમાં તેને પુરવામાં આવી હતી તેની અંદરથી સાંકળ બંધ કરી દીધી. સાંકળ બંધ કરી તે હર્ષમાં નાચવા લાગી. પળ એક પત્થરના• પુતળાની માફક ઉભી રહી.

અને બીજી પળેજ વિચાર આવતાં તેણે કોટડીને ઢુંઢી નાખી તો તેને બારી જેવું કાંઇ જણાયું. તેથી હ્રદયમાં આશાના વધુ કીરણો ફુટયા, તેણે ધીમેથી અંદરનું બારણું ખેંચ્યું. પળ એકમાં તે સડી ગયેલ લાકડાનું બારણું લક્ષ્મીના હાથમાં આવી પડયું. અંધારી ઓરડીમાં પુરાએલી લક્ષ્મીની નજરે અજવાળું પડયું. તેણે બારણું હતું તેમ રહેવા દીધું અને રાત પડવાની રાહ જોવા લાગી.

રાત પડી, દીવાબત્તી થવા લાગ્યા. લક્ષ્મીએ બારણું હટાવી એક વખત બહાર નજર નાખી જોઇ તો તેને સઘળે અંધકાર દેખાયો. નાસી જવાનો આ સુયોગ છે તેવું જણાતાંજ બારીની આસપાસ હાથ ફેરવી નાસી જવામાં મદદરૂપ કાંઇ સાધન છે કે નહીં તે જાણી લેવાનો પ્રયત્ન કર્યો. તો પાઇપ સાથે હાથ અથડાયો. આથી તે વધુ ખુશી થઇ. તેણે ઇશ્વરનો આભાર માન્યો. અને નર્કાગારમાંથી છટકી જવા માટે તેણે કાછડો વાળી દીધો અને પરમાત્માનું નામ લઇને કુદી અને પાઇપ વાટે નીચે ઉતરવા લાગી. નીચે આવી પહોં-ચતાંજ તે છુટકારાનો દમ ખાઇને મુઠીઓ વાળીને જ્યાં ભાગ્ય લઇ જાય તે તરફ નાઠી.

# પ્રકરણ ૧૭ મું.



## ડાકટરી તપાસ.

પોલિસ અમલદારના સાંત્વનભર્યા શબ્દોથી નિરૂપમાના હૈયે હીંમત આવતાં તે જ્યારે પોલીસ અમલદારની સાથે પોલીસ સ્ટેશન તરફ જતી હતી ત્યારે તેના મનમાં ને મનમાં બોલવા લાગી "ભલેને મારા જેવી નીર્દોષ અબળા પર જુઠાણાભર્યા આરોપ કુકર્મીઓએ તેમના કાર્યમાં ફતેહ નહી થતાં મુકયો, પરંતુ મારે તેનાથી ડરવાની શું જરૂર છે? સત્યને શું આંચ છે? છાબડે ઢાંકયો સુરજ શું છુપાઇ રહેશે? ભલેને ભોળી સ્ત્રીઓના શીયળનો નાશ કરી પોતાની લાલસાઓમાં મસ્ત રહેનાર દેવમંદીરનો મહારાજ અને તેના કાળા કામો કરનારા સાથીઓ તેમની ઇચ્છામાં આવે તેવા પાટીયા ગોઠવે તેથી શું? શું સત્યને આંચ છે? ગમે તેવા તેમના કુટીલ કાવત્રાઓમાંથી પણ શું સત્ય તરી આવ્યા વીના રહેશે?

ભોળી નિરૂપમા! શા માટે ફડફડે છે? તેં કયાં કુકર્મ કર્યું છે કે તારે ડરવાનું છે? તો પછી જે થાય તે શાન્ત ચિત્તે શા માટે જોયા કરતી નથી? કુટીલ કારસ્થાનીઓના પાપનો ઘડો કદાચ ભરાઇ ગયો હોય અને પરમાત્મા તેમને તેમના પાપ કર્મનું ફળ ચખાડવા ઇચ્છતો હોય. તેના પ્યાદા તરીકે તે તારો ઉપયોગ કરવા ઇચ્છતો હોય તો? તે અવીનાશીની ગહનગતીનો ભેદ પામવાને કોણ સમર્થ છે? ડર નહીં નિરૂપમા! જરાપણ ડર નહીં. જ્યારે તારૂં હૃદય શુદ્ધ છે તો પછી તારે ડરવાની શું જરૂર છે? અનાથનો

નાથ, નોધારાનો આધાર, દીન મનુષ્યનું રક્ષણ કરવાને તે દર પળે તૈયાર બેઠો છે. ડર નહીં આ ખલકનો નાથ તારા રક્ષણાર્થે બેઠો છે. આવા વીચાર કરતી નિરૂપમા પોલીસ અમલદારની સાથે પોલીસ સ્ટેશને જઇ પહોંચી.

રસ્તામાં ચાલ્યો જતો પોલીસ અમલદાર પળે પળે નિરૂપમાના ચ્હેરાનું બારીકાઇથી અવલોકન કરતો ચાલ્યો જતો હતો. ગુન્હા પારખવામાં રીઢા થઇ ગયેલા પોલીસ અમલદારે નિરૂપમાના ચ્હેરાનું ઘણુંજ બારીકાઇથી અવલોકન કર્યું હોવા છતાં તેણે તેના મ્હોપર ભયનું ચીન્હ જોયું નહીં. આથી કદાચ આ બાઇ કોઇ સોનેરી ટોળીની જાળમાં તો નહીં ફસાણી હોયને, આવો વિચાર આવતાં તે તેના મનમાં બોલી ઉઠ્યો "ગુન્હા પારખવામાં કાબેલ થઇ ગયેલી મારી આંખો લાંબા સમયના આ બાઇના અવલોકન પછી પણ તે નીર્દોષ છે તેમ પોકારીને કહે છે. તેનો ચ્હેરો કેવો શાંત છે? ભયની એક પણ રેખાનું ચીન્હ તેના મ્હોંપર જણાતું નથી તો પછી મારે શું સમજવું? કોઇ બદમાશ ટોળકીનો આ બાઇ ભોગ તો નહીં બની હોય? આ સંબંધે મારે અવશ્ય તપાસ ચલાવીને તે ટોળકીને પકડી પાડવા પ્રયત્ન કરવો પડશે. આ બાઇ નિર્દોષ છે તેમાં તો શંકાને સ્થાનજ નથી.

આમ વિચાર કરી તે અંદરના ઓરડામાં બેઠેલા ઉપરી અમલદાર પાસે જઇ તેને સલામ કરીને બોલ્યો "સાહેબ! જે બાઇપર ભયંકર આરોપ મુકાયેલો છે અને જેને તમારા હુકમ અનુસાર હું અહીંયાં લઇ આવ્યો છું તે નીર્દોશ છે. તેમ મને મારા અનુભવ ઉપરથી જણાય છે અને વિશેષમાં તે બાઇ કોઇ કાવત્રાબાજની ટોળકીનો

ભોગ બની હોય તેવો શક છે, તો આ બાઇને હાલ પોલીસના કબ-જામાં નહી રાખતાં કોઇ સંસ્થામાં રાખવા અને જ્યારે તેની તપાસ કરવાની જરૂર પડે તયારે તે સંસ્થાના મંત્રીને હાજર કરવાનું જણાવી તેને આફતમાંથી દુર કરવા મારી વિનંતી છે. આમ કરવાથી જે કાવત્રાબાજ ટોળકીનો તે ભોગ બની છે તે પણ પકડાઇ જવાનો મને સંભવ લાગે છે." નિરૂપમા નિર્દોશ છે તેમ તેના ચહેરાપરથી જોઇ પોતાના ઉપરી અમલદાર પ્રત્યે તે બોલ્યો.

"તમારૂં કહેવું મને પણ ઠીક લાગે છે. તેમાં હું કોઇ જાતની આપણને તપાસ કરવામાં હરકત આવે તેવું જોતો નથી પરંતુ તે બાઇને કઇ સંસ્થામાં રાખવા તમારો વિચાર છે?"

આ કહ્યા પછી કાંઇક યાદ આવતાં પોલીશ સ્ટેશનનો વડો અધી-કારી બોલ્યો. "હવે મને યાદ આવે છે. જુઓ પેલી સામે પડેલી ફાઇલ જુઓ, તેમાં કોઇ સંસ્થાના મંત્રીએ નીર્દોશ કાવત્રાબાજોની ટોળીમાં ફસી પડેલ સ્ત્રી પુરૂષ જો પોલીસના હાથ આવે તો તે સંસ્થામાં રાખવા વીનંતી કરી છે. જુઓ તે સંસ્થાનું નામ શું છે."

પોતાના ઉપરી અમલદારના કહેવા પ્રમાણે ફાઇલમાંથી એક અરજી કાઢી પોલીસ અમલદાર બોલ્યો "આજ કે?"

"હા એજ, સંસ્થાનું નામ શું છે?"

"પતીતોધ્ધાર અને વિધવાશ્રમ."

"તે સંસ્થામાં ટેલીફોન છે કે નહીં તેની ટેલીફોનની ચોપડીમાં તપાસ કરો?"

"ચોપડીમાં જોવાની જરૂર નથી. તેઓના કાગળપર ટેલીફોન લખેલો છે."

"ત્યારે તેને અહીં બોલાવી મંગાવો."

"તેમ કરવાની જરૂર નથી ચીઠી લખી મેં તેને અહીં બોલાવેલ છે." મહેન્દ્રે કહ્યું.

થોડા સમયમાં સુરેન્દ્ર ત્યાં આવી પહોંચ્યો, અને દરવાજાપર સુરેન્દ્ર રાહ જોતા ઉભા રહેલા અમલદાર પ્રત્યે "બોલ્યો આપેજ મને બોલાવ્યો હતો ?"

"હા, તમારૂજ નામ સુરેન્દ્ર ?"

"જી હા."

"ત્યારે મારા ઉપરી અમલદાર પાસે ચાલો" આમ કહીને સુરેન્દ્રને લઇને મહેન્દ્ર તેના ઉપરી અમલદાર પાસે સુરેન્દ્રની ઓળખાણ કરાવતાં બોલ્યો "જેને ટેલીફોન કરીને બોલાવવાનું મને તમોયે કહેલું તે આ સુરેન્દ્ર પતીતોધ્ધાર અને વીધવાશ્રમના મંત્રી આવી પહોંચ્યા છે."

"તમારૂંજ નામ સુરેન્દ્ર ? સમાજ સેવા કરવાની જે જ્ઞાતીના યુવાનો ધગશ ધરાવે છે તે જ્ઞાતીમાં રહેલો સડો સત્વરે દુર થઇ જતાં તે જ્ઞાતી પ્રગતીના પંથે ચડશે તેવી મારી ખાત્રી છે." સુરેન્દ્રની સાથે શેકહેન્ડ–હસ્તધુનન કરતાં હસતાં હસતાં સાહેબ બોલ્યા.

"પરંતુ તે બાઇ નિર્દોષ છે તેમ મને જણાય છે" મહેન્દ્ર બોલ્યો.

"અને તેથીજ હું જ તે બાઇને આવા સમાજ સેવકના હાથમાં સોંપવાને તૈયાર થયો છું જેથી તે બાઇ પાછી વીપત્તીમાં આવી ન પડે."

"મારાપર અને મારી સંસ્થાપર આટલો બધો વિશ્વાસ ધરાવવા માટે હું તમારો આભારી છું અને સાહેબ મારા અને મારી સંસ્થાપર મુકેલો વિશ્વાસ આપને કે તે બ્હેનને મુશ્કેલીમાં નહીં મુકે તેવી હું તમોને ખાત્રી આપું છું."

"મહેન્દ્ર! જાવ તે બાઇ ને મારી પાસે બોલાવી લાવો."

અલ્પ સમયમાંજ નિરૂપમાને તેના ઉપરી અમલદાર અને સુરેન્દ્ર પાસે લઇને આવી પહોંચ્યા. પોલીસના વડા અમલદારને જોતાં નિરૂપમા બોલી "સાહેબ! હું નિર્દોષ છું તમારી ઇચ્છામાં આવે તેવી રીતે મારી તપાસ ચલાવો તેમાં મને કોઇ જાતની હરકત નથી."

"બ્હેન! ગભરાશો નહીં. તમારો નિર્દોશ ચ્હેરોજ તમારી નિર્દોષતા પુરવાર કરે છે અને તમો નિર્દોષ છો તેથી મારા હાથ નીચેના અમલદાર તથા મને ખાત્રી થવાથી જનસેવા કરવાની ધગશ ધરાવતા આ યુવાન કાર્યકર્તાને તમને પોલીસના કબજામાં નહીં રાખતાં તેમની સંસ્થામાં રાખવાજ બોલાવ્યો છે. તમો જરા પણ ડરશો નહીં તમો નિર્દોષ છો, તમારૂં રૂંવાડુંયે હું ફરકવા નહીં દઉં. હું તમોને તેની જાળમાં સપડાવવા કાવત્રું રચનાર ટોળકીને તેણે બીછાવેલી જાળમાં સપડાવી લેવા ઇચ્છું છું માટે આ યુવાન કાર્યકર્તાની સંસ્થામાં રહો તેમાંજ તમારી સલામતી છે."

"તમો આ કામનો બોજો ઉપાડી શકશો? સુરેન્દ્રને પુછ્યું.

"શા માટે નહીં. જનસેવા કરવી તેજ અમારો ઉદ્દેશ છે" સુરેન્દ્ર બોલ્યો.

"ત્યારે સાંજના ચાર વાગે બ્હેનને લઇને તમો અહીં આવી પહોંચજો. હું તેમની વિરૂધ્ધ અરજી કરનારને પણ તેમની તપાસ વખતે હાજર રાખવા ઇચ્છું છું." ઉપરી અમલદાર બોલ્યા.

"ત્યારે હવે અમે જઇ શકીએ ?"

"ખુશીથી."

સુરેન્દ્ર સાહેબના ઉત્તર પછી નિરૂપમાને લઇ તેની સંસ્થા તરફ જવાને રવાના થઇ ગયો સુરેન્દ્રના જવા પછી પોલીસ સ્ટેશનનો ઉપરી અમલદાર મહેન્દ્ર પ્રત્યે બોલ્યો "એ બાઇ વિરૂધ્ધ અરજી કરનાર કોણ છે તે અરજીમાં જોઇને તેને મારી પાસે હાજર કરો."

ઉપરી અમલદારનો હુકમ થતાંજ મહેન્દ્ર ફાઇલમાં જોતાં બોલ્યો "કાલીદાસ રામરાય."

"ઠેકાણું લખ્યું છે ?"

"નંબર ૧૧૦ પ્રભા મેનશન."

"તે કયાં આવ્યું તે જાણો છો ?"

"સાહેબ કાંઇ તે દુર નથી આ રહ્યું."

"ત્યારે તેને અહીં બોલાવી લાવો."

ઉપરી અમલદારનો હુકમ થતાંજ મહેન્દ્ર કાળીદાસને પોલીસ સ્ટેશને બોલાવી લાવવા ચાલ્યો ગયો. અલ્પ સમયમાંજ ત્યાં આવી પહોંચ્યો અને કાળીદાસ કયા માળે રહેતો હશે તેની તપાસ કરવાની તેને તકલીફ ન પડી કારણ કે નીચેજ કાળીદાસના નામનું પાટીયું આયુ હતું તેથી કાળીદાસના રૂમ પાસે જઇને મહેન્દ્રે તે ખખડાવ્યું.

બારણાનો ખડખડાટ સાંભળી કાળીદાસ બારણું ઉઘાડતાં "કોણ છે?" એમ કહી બ્હાર જોયું.

આ શબ્દો સાંભળી મહેંદ્ર બોલ્યો "તમારૂંજ નામ કાળીદાસ ?"

પોલીસ અમલદારના આ શબ્દો સાંભળી તે હસતાં હસતાં બોલ્યો "હાજી શું કામ છે?"

"તમોને ડી. વોર્ડના વડા પોલીસ અમલદાર બોલાવે છે."

"બેસોને જરા ચાહ થાય છે ચાહ પીને હું તમારી સાથે આવવાને તૈયાર છું." કાળીદાસ બોલ્યો.

મહેન્દ્રને કાળીદાસ ચાહ પીને આવે તેમાં કોઇ જાતની હરકત નહી હોવાથી બોલ્યો "તો જલદીથી તમારા ચાહ પીવાના કામને આટોપી લ્યો તો સારૂં."

મહેન્દ્રના મ્હોંમાંથી આ શબ્દો હજુ ભાગ્યેજ બહાર પડયા હશે તેવામાં એક માણસ ચાહના બે પ્યાલા અને ચેવડાની બે રકાબીઓ લઇને ત્યાં આવી પહોંચ્યો અને ટેબલ પર મુકીને ચાલ્યો ગયો.

માણસના જતા પછી પ્યાલામાંથી ચાહને રકાબીમાં નાંખતાં કાળીદાસ બોલ્યો, ચાહ લેવાની કૃપા કરી આભારી કરશો ?

"જુઓને, કાળીદાસ ભાઇ! મને ચાહ લેવાની આદત નહી હોવાથી માફ કરી તમે સત્વરેજ આટોપી લ્યો."

"તો જરા આ ચેવડાને ઇન્સાફ આપશો?"

"મને ઉધરસ થઇ હોવાથી માફી માંગું છું." મહેન્દ્ર બોલ્યો.

"ત્યારે હવે લાચાર છું." આમ કહી ચાહ પીને કાળીદાસ મહેન્દ્ર સાથે પોલીસ ચોકી તરફ જવાને રવાના થઇ ગયો.

આ ટલા સમયમાં બારીક અવલોકન કરી મહેન્દ્રની ચપળ આંખો કાળીદાસના ખંધા અને તીક્ષ્ણ ભાવોપરથી તેને બદમાશના સરદાર તરીકે ઓળખી ગઇ હતી. તેથી પોલીસ ચોકીપર આવતાંજ તેને બહાર બેસવાનું કહી મહેન્દ્ર તેના ઉપરી અમલદાર પાસે જઇને બોલ્યો "સાહેબ! [illegible] શાસ્ત્રી છું પરંતુ જો મારી અવલોકન કરવાની શક્તી મને દગો ન આપતી હોય તો તે બદમાશનો પીર હોય તેવું મને જણાયું છે."

"ઠીક, પરંતુ હજુ પેલી પરગજુ સંસ્થાના મંત્રી તે બાઇને લઇને કેમ ન આવી પહોંચ્યા ?"

આ શબ્દો સાહેબના મોંમાંથી નીકળતાંજ સુરેન્દ્ર ત્યાં આવીને સલામ કરતાં બોલ્યો "સાહેબ! જરા આવવામાં પાંચ મીનીટનો વીલંબ થવા માટે માફી માગું છું."

"ત્યારે આપણે તપાસ આગળ ચલાવીશું ?" મહેન્દ્રે પુછ્યું.

"હા. હું બહાર જઇને તપાસનું કામ શરૂ કરૂં છું. તમો શ્રી ડાકટર કામાને અહીં જલદી આવવા ટેલીફોન કરીને મારી પાસે આવજો' આમ કહી સુરેન્દ્રને લઇને સાહેબ બહાર આવ્યા ને ત્યાં બેઠેલા કાળીદાસ પ્રત્યે નિરૂપમા તરફ આંગળી ચીંધતાં બોલ્યા.

"તમો આ બાઇને ઓળખો છો ?"

"જી હા."

"તેમનું નામ શું ?"

"નિરૂપમા."

'તેમના વતી આ અરજી તમેજ કરી છે ?" સાહેબ અરજી બતાવતાં બોલ્યા.

"હા જી."

"શું આમાં જણાવેલી બીના સત્ય છે?"

"જો સત્ય ન હોય તો અરજી કરવાની જરૂરજ શું હતી?"

આ સમયે નિરૂપમા કંઇ બોલવા જાય છે પરંતુ તેને બોલતી અટકાવતા સાહેબ બોલ્યા "બ્હેન! અકળાઓ નહીં. તેને જે કહેવું હોય તે કહેવા દો. તેની જુબાની લીધા પછી તમારી પણ લેવામાં આવશે ત્યારે તમારે જે ખુલાસો કરવો હોય તે કરજો. નિરૂપમા સાહેબના આ શબ્દો સાંભળી ચુપ રહી.

"સારૂં ત્યારે બાઇએ હરામના હમેલ રાખ્યા છે ને તેનો નાશ કરી બાળહત્યા કરવા ઇચ્છે છે તેમ તમે જે બીના અરજીમાં જણાવી છે તે સાચી છે કે નહીં?"

"સાચી છે સાહેબ!"

"ત્યારે શું અમો આ બાઇની ડાકટરી તપાસ કરાવીને તમારી જણાવેલી બીનામાં વજુદ છે કે નહી તેમ જોવા પ્રયત્ન કરીએ તો તે વીશે તમો શું મત ધરાવો છો?"

"સાહેબ! એમાં તપાસ કરવા જેવું છેજ નહીં."

"બોલો, હવે તમારે કાંઇ આ બાબતમાં વધારે કહેવું છે?"

"આ ઉપરાંત હવે આપ સાહેબને વધારે માહીતી આપવાની કાંઇ જરૂર હોય તેમ મને જણાતું નથી."

"ત્યારે બ્હેન! તમે આ માણસને ઓળખો છો?"

"સાહેબ! હું મારા ધર્મની શાક્ષીએ કહું છું કે મારી જીંદગીમાં આ માણસને આપની સમક્ષ પહેલીજ વાર જોયેલ છે."

"હળાહળ જુઠું" કાળીદાસ વચમાં બોલી ઉઠયો.

'તમારે વચમાં બોલવાની કાંઇ જરૂર નથી" સાહેબ ગુસ્સામાં બોલ્યા.

"બ્હેન ! ત્યારે તમારી સામે કરેલા આક્ષેપો ખોટા છે, તેમ તમારૂં માનવું છે ?"

"હા, તેમજ છે."

"ત્યારે" ડાકટરી તપાસ કરાવીએ તો તમોને કોઇ જાતનો વાંધો છે ?

"જરા પણ નહીં. હું તમો જ્યારે તપાસ કરાવવા ઇચ્છો ત્યારે તૈયાર છું"

એવામાં ટેલીફોન કરીને મહેન્દ્રે બોલાવેલ સ્ત્રી ડાકટર મીસ કામા ત્યાં આવી પહોંચી અને સાહેબ પ્રત્યે બોલી "શું તમોએજ મને બોલાવી હતી ?"

"જી હા."

"અચાનક બોલાવવાનું કારણ ?"

"સામે બેઠેલ બ્હેનપર આ માણસે હરામના હમેલ રહ્યા છે છે અને તે તેનો નાશ કરી બાળહત્યા કરવા ઇચ્છે છે તેવા આક્ષેપો કરી અમને અરજી કરી છે તો તમારે તે બ્હેનને તપાસવાના છે" આમ કહી નિરૂપમા પ્રત્યે બોલ્યા "કેમ બ્હેન ! તમારી નીર્દોષતા પુરવાર કરવાને તૈયાર છો ને ?"

"હું તો તમે કહો તે પળે તૈયાર છું"

"તો અહીં એક ઓરડો ખાલી કરી આપશો ? સ્ત્રી ડાકટરે કહ્યું. તેતો મેં આગળથીજ સગવડ કરી રાખી છે. આ બાજુનો ઓરડો તે માટે તૈયારજ રાખ્યો છે.

"ચાલો ત્યારે બ્હેન આમ કહી નિરૂપમાને લઇને શ્રી ડાકટર તપાસ કરવાને ઓરડામાં ચાલી ગઇ. પરંતુ સઘળાની અજાયબી વચ્ચે પાંચ મિનિટમાં નિરૂપમા સાથે શ્રી ડાકટર મીસ કામા પોલિસ અમલદાર પાસે આવીને બોલી "આ બાઇ ઉપરનો આરોપ હળહળતો જુઠો છે. "ડાકટરી–તપાસ"માં તે હજુ પણ કુમારીકા છે તેમ સાબીત થયું છે." આમ કહી પોલીસ અમલદારની રજા લઇને તે ત્યાંથી ચાલી ગઇ.

શ્રી ડાકટરના ઉપલા શબ્દો સાંભળતાંજ નિરૂપમાની આંખમાં હર્ષના આંસુ આવી ગયાં. સુરેન્દ્ર અને મહેન્દ્રનાં પણ નિરૂપમા પ્રત્યેના માનમાં વધારો થયો ને પોલિસ અમલદાર તો આ શબ્દ સાંભળતાંજ દાંત કચકચાવતાં બોલ્યો "લુચ્ચાના પીર ! આવી કેટલી નીર્દોષ બાળાઓને તેં સતાવી છે ? હવે હું તને છોડવાનો નથી. તારાપર પોલીસ અમલદારોને ખોટી બાતમી આપી એક આબરૂદાર બાઇને હેરાન કરવાનો હું કેસ ચલાવીસ. સીપાઇઓ ! તેના હાથમાં હાથકડી નાખીને તમારા કબજામાં રાખો."

આમ કહી તે નિરૂપમા પ્રત્યે બોલ્યા "બહેન ! તમે નીર્દોષ છો. તમારી ઇચ્છામાં આવે ત્યાં જઇ શકો છો."

"ભલા મંત્રીજી ! શું મારા જેવી નીરાધારને તમારા આશ્રમમાં સ્થાન મળશે ?"

"ઘણી ખુશીથી અમો તમારા જેવી સાધ્વીને સ્વીકારવા તૈયાર છીએ." આમ કહી સુરેન્દ્ર મહેન્દ્ર અને પોલીસ અમલદારની રજા લઇ નિરૂપમા સાથે આશ્રમ તરફ જવાને રવાના થઇ ગયો.

# પ્રકરણ ૧૮ મું



## અકસ્માત મેળાપ.

વઝીરાના ઘરમાંથી નાસી છુટેલી લક્ષ્મી થોડે દુર ગયા પછી પીતાના ઘરેથી નાસી છુટયા પછી જેવી વિપત્તિમાં આવી પડી હતી તેવી વિપત્તિમાં તો નહીં આવી પડે ને તેવા વિચારો લક્ષ્મીના હૃદયમાં આવતાં તેના મનમાં બોલી ઉઠી.

"વઝીરાના પાસમાંથી તો છુટી પરંતુ હવે જવું ક્યાં? ક્યાં જઇને મારા ઉંચ્ચ આદર્શોને પોશવાનો પ્રયત્ન કરૂં ? ક્યાં જઇને મારૂં શીયળ બચાવું ? ધર્મના સ્થળોએ જ્યાં જ્યાં નજર ફેંકુ છું, ત્યાં સઘળે વિકારી વાતાવરણજ જોઇ રહી છું. ધર્મના નામે જ્યાં જોઇએ ત્યાં ધતીંગ ચાલે છે. ધર્મના ઉંચ્ચ આદર્શોને ધર્મની જેના હાથમાં લગામ છે તેઓ ઠોકરે મારી પોતાનો સ્વાર્થ પોશવામાં રચી પચી રહ્યા છે.

અહાહા! વિશાળ માનવ માત્રને સંઘરવાની શકિત ધરાવતા મારા હીંદુ ધર્મ! તને કેટલાક સ્વાર્થીઓ તેમનો સ્વાર્થ પોશવાને કેટલી અધોગતિએ લઇ જઇ રહ્યા છે? આવી રીતે વિચાર કર્યા પછી પોતાના ભાગ્યપર વિચાર કરતાં બોલી: "અને કોણ જાણે મારા ભાગ્યમાં પણ વિધીનુ કેવુંયે વિધાન લખાયું હશે. ક્યાં માતા પીતાની ગોદમાં તેની મીઠી અમીભરી નજરે નીચે રહેતી લક્ષ્મી ? ક્યાં તેજ માતા પીતા અને સમાજની સામ બળવો જગાડ નારી લક્ષ્મી ? અને ક્યાં વઝીરા નામની વેશ્યાનો આશ્રય લઇ રહેલી અને છેવટે

ચીવળના સંરક્ષણાર્થે નાસી છુટેલી લક્ષ્મી ? લક્ષ્મી ! લક્ષ્મી ! તારી કેટલી સ્થીતીઓ ફરી ગઇ ? છતાં હજુ પણ તારા ભાગ્યચક્રનો અંત આવેલો જણાતો નથી, હજી વિધી તારાપર શું શું વિપત્તી નાખવાની છે તે તું શું જાણી શકે ?

લક્ષ્મી ! ગમે તેવી વિપત્તિઓ તારા પર તુટી પડે પરંતુ તારા આદર્શોને પાર પાડવા માટે હિંદુ સમાજના સડાના નાશ માટે હિંદુ સમાજની ઉન્નતી માટે તારે તારા જીવનનો ભોગ આપવોજ રહ્યો. આજ તારો આદર્શ હોવો જોઇએ. ભલેને ધર્મ અને સમાજની રક્ષા કરવા જતાં તેને ઉન્નતીના માર્ગે લઇ જવા કરતાં તારાપર આફતનો વષાદ તુટી પડે તેનાથી જો ડર્યા વિના તું આગળ ધપ્યે જશે તો અંતે તારોજ વિજય છે એમ ચોક્સ જાણજે."

આવી રીતે અંધકારપુર્ણ રસ્તાઓ પર દુર દુર ધિમે ધિમે બળતા ફાનસના અજવાળામાં લક્ષ્મી તેનો માર્ગ કાપ્યે જતી હતી તેવામાં સામેથી ચાલી આવતી ઘોડા ગાડીનો ઘોડો એકાએક ચમકયો, અને રસ્તે ચાલી જતી લક્ષ્મીને જમીનપર પાડી નાખીને આગળ વધ્યો.

ઘોડા ગાડીમાં બેઠેલા માણુસો આ બીના જાણી શકયા નહીં પરંતુ ગાડી થોડેક આગળ જતાં કોઇ માણુસના પડવાનો અવાજ સાંભળી ગાડીમાં બેઠેલો સુરેન્દ્ર બોલ્યો "આ શાનો અવાજ થયો ?"

"શેઠ ! મને લાગે છે કે આપણી ગાડીનો ઘોડો ચમકયો હતો ત્યારે કોઇ માણુસ ગાડીની હડફટમાં આવી ગયું હોવું જોઇએ અને તે અવાજ તેના પડી જવાનો હોવો જોઇએ." ગાડીવાળો બોલ્યો.

"ત્યારે ભલા માણુસ ! તેજ વખતે ગાડી ઉભી રાખીને તપાસ

કરવી હતી ને ? ચાલ, ગાડી પાછી લે આપણે તપાસ કરી આવીએ" ગાડીમાં બેઠેલા સુરેન્દ્રે કહ્યું

સુરેન્દ્રના આ શબ્દો સાંભળી ગાડીવાળાએ તરતજ ગાડીને પાછી ફેરવી ને ગાડીના ઝાંખા દીવાને જરા તેજ કરીને રસ્તાપર નજર રાખી જવા લાગ્યા. થોડાજ સમયમાં જ્યારે તેઓ જ્યાં પહેલાં ઘોડો ચમક્યો હતો ત્યાં આવી પહોંચ્યા ત્યારે તેઓની ભારે અજાયબી વચ્ચે તેઓએ એક સ્ત્રીને રસ્તાની બાજુ પર પડેલી જોઇ. આ જોતાં જ ગાડીમાં બેઠેલો સુરેન્દ્ર એકદમ કુદી પડ્યો ને ગાડીવાળાની મદદથી તેણે તેને ઉપાડીને ગાડીમાં સુવરાવ્યા પછી તેના શરીરના કયા ભાગપર લાગ્યું છે તેની તપાસ કરતાં તેને જણાયું કે સદભાગ્યે તેના શરીરના કોઇપણ ભાગપર તેને ઇજા થએલી નથી ફક્ત ગાડીનો ધક્કો લાગતાં પડી જવાથી ઝોંખ લાગી છે. આથી સુરેન્દ્ર તેના હૃદયમાં ખુશ થયો પરંતુ ગાડીવાળાના ફાનસના આછા તેજમાં તે વ્યક્તીને નવજુવાન લાવણ્યવતી સુંદરી જોઇને પાછો દીલગીર થઇ જતાં તેના મનમાં બોલવા લાગ્યો.

"આવી કોમળ દેહલતાવાળી નવયુવાન સુંદરી રાત્રિએ એકલી ક્યાં જતી હશે ?" આમ તે વિચાર કરતો હતો તેવામાં લક્ષ્મીને પડવાની ચોટ ઉતરી જતાં તે શુધ્ધીમાં આવતાં તે બોલી ઉઠી "આ શું ? હું ક્યાં છું ?" આમ કહીને તે સુતી હતી તે બેઠી થઇ ગઇ ત્યારે તેણે એક નવયુવાનને ગાડીના ફાનસના આછા આછા તેજમાં તેની સામે જોયો, આથી તે ગભરાટમાં બોલી ઉઠી.

"શું પાછી ફસાઇ ? ઓ દૈવ ! તને આ શું સુઝ્યું. મારા ધર્મ અને દેશની ઉન્નતી કરવાના મારા મનોરથો શું પાર નહી પડે ?" આમ મનમાં બોલ્યા પછી તે તે યુવાન પ્રત્યે બોલી.

"તમે કોણ છો? મને ક્યાં લઇ જાવ છો? ભલા યુવાન! મારા જેવી કુમળી કળીની તમને જરાપણ દયા નથી આવતી! તે રાક્ષસીની પાસે મને લઇ જાવ છો? શું આવો સુકોમળ ચહેરાવાળો નવયુવાન આજના પ્રગતિના યુગમાં પણ આવા કુકર્મો કરી રહ્યો હશે!" આમ કહી તે યુવાનને કાલાવાલા કરતાં લક્ષ્મી બોલવા લાગી "યુવાન! શું તમોને સ્ત્રી જાતી તરફ જરાએ સન્માન છે? તમારે કોઇ બ્હેન છે કે નહી?"

લક્ષ્મીને આમ બોલતી સાંભળી તે નવયુવાન લક્ષ્મી પ્રત્યે બોલી ઉઠયો "તમો સ્વસ્થ છો કે નહી? કુકર્મના માર્ગ વિગેરે તમે શું બોલી રહ્યાં છો? તમો જરા પણ ડરો નહીં. તમારા બોલવા પરથી તમો ભયમાં હો તેમ જણાઇ આવે છે પંરતુ હવે તમે તમારા હૈયે હીંમત રાખજો કે આ સુરેન્દ્રની પાસેથી તમોને કોઇ પણ લઇ જઇ શકે તેમ નથી. તમો હવે નીભંય છો. મારે બ્હેન છે કે નહી એ પ્રશ્ન તમોએ શા હેતુથી પુછયો હતો?"

"તે એટલાજ માટે કે મને પણ તમે તમારી બ્હેન માની તે પીશાચણીના આવાસ તરફ ન ધકેલી દયો. ભાઇ! મને બચાવો ભગવાન તમારૂં કલ્યાણ કરશે."

લક્ષ્મીના આ શબ્દો સાંભળી લક્ષ્મી કાંઇક વિપત્તીમાં છે તે જાણી જતાં સુરેંન્દ્ર બોલ્યો "બ્હેન! જરા પણ ડરશો નહીં. હું તમારૂં મારી બ્હેન સમજીનેજ રક્ષણ કરીશ. જે વાત હોય તે જણાવો. ડર રાખવાની જરા પણ જરૂર નથી."

"પણ તમે મને ફસાવતા તો નથી?" લક્ષ્મી બીતાં બીતાં બોલી.

"હું પરમાત્માના સોગંદ ખાઇને કહું છું કે હું તમોને ફસાવવા ઇચ્છતોજ નથી, કૃપા કરી તમારૂં નામ જણાવશો ?"

આ શબ્દો સાંભળી સુરેન્દ્રના બોલવાપર લક્ષ્મીને કાંઇક વીશ્વાસ બેસતાં તે બોલી "ભાઇ ! તમારૂં નામ શું ? મને સહુ લક્ષ્મી કહે છે."

લક્ષ્મીના આ શબ્દો સાંભળી સુરેન્દ્ર બોલી ઉઠયો "શું ભારતની ભાગ્યલક્ષ્મી. હિંદુ ધર્મ અને સમાજની લક્ષ્મીઓ આમ રખડયા કરે છે ? ઓ કમભાગી ભારત તારી લક્ષ્મી ક્યારે તારા ગૃહને દીપાવશે ?" આમ કહી તે લક્ષ્મી પ્રત્યે બોલ્યો "બ્હેન લક્ષ્મી, તમારા બોલવાપરથી તમો કોઇ ઉંચ્ચ કુળની બાળા હો તેમ જણાઇ આવે છે. ગૃહત્યાગ કરવાનું શું કારણ ?"

સુરેન્દ્રનો આ પ્રશ્ન સાંભળતાંજ લક્ષ્મીની આંખમાંથી આંસુઓ સરી પડયા. લક્ષ્મીને રડતી જોઇ સુરેન્દ્ર બોલ્યો "બહેન એમાં રડવાનું શું હતું ? મનુષ્યપર આફત આવે ને જાય છે પંરતુ આફતના સમયમાં જે મનુંષ્ય હીંમત રાખે છે તેજ મનુષ્ય કહેવડાવવાને લાયક છે. માટે તમારી હકીક્ત મને જણાવશો તો હું તમોને તમારા પર આવી પડેલી વીપત્તી દુર કરવામાં મદદ કરવાને તૈયાર છું."

"ભલા ભાઇ ! તમારૂં નામ અને ઓળખાણ આપશો ?" પોતાને મદદ કરવાને જે યુવાન કહી રહ્યો છે તેનાથી વાકેફ થયા પછી પોતાની હકીકત કહેવાનું લક્ષ્મીને યોગ્ય લાગતાં બોલી.

"મારૂં નામ સુરેન્દ્ર !"

"તમે શું કહો છો, સુરેન્દ્રભાઇ ?"

હિંદુ સમાજમાં રહેલો "સમાજનો સડો" દુર કરવામાં હું મારા મીત્રને મદદ કરૂં છું. સમાજોન્નતી માટે અમે અમારૂં જીવન

અર્પણ કર્યું છે. અને તેથીજ આપખુદ સત્તા ચલાવતા પટેલીયા-ઓની સામે મોરચો માંડી અમોએ યુવક મંડળ અને વિધવાશ્રમની સ્થાપના કરી છે."

"સુરેન્દ્રના આ શબ્દો સાંભળતાંજ લક્ષ્મીના હૃદયમાં આનંદ થયો. તે તેના મનના મનોરથો પાર પાડવા ઇચ્છતી હતી તે અહીંજ પાર પડશે. સુરેન્દ્રભાઇ ! મને તમારી સાથે દેશસેવા કરવાના કાર્યમાં જોડશો ?"

"પહેલાં તમારી હકીકત તો જણાવો પછી તમારી ઇચ્છા જો દેશસેવા કરવાની હશે તો હું કયાં ના પાડું છું."

"સુરેન્દ્રભાઇ ! મારી હકીકત સાંભળી તમારા રૂંવેરૂંવા કંપી ઉઠે તેવી મારી કરૂણ કથની છે. હિંદુ સમાજમાં અત્યારે અત્યાચા-રની ચક્કીમાં રૂઢીના બંધનમાં પીલાતી બાળકીઓમાંની એકની કરૂણ કથા સાંભળવાની તમારી ઇચ્છા હોય તો સાંભળો" આમ કહી માતા પીતા સામે જગાવેલા બળવાથી તે વઝીરાના ઘરમાંથી નાસી છુટયા પછીની વાત જણાવ્યા પછી તે બોલી "અત્યાર પછીની હકીકતથી તો તમો વાકેફગાર છોજ."

લક્ષ્મીની આ કરૂણ કથની સાંભળ્યા પછી લક્ષ્મી તરફ સુરેન્દ્ર માનની નજરે જોવા લાગ્યો તેથી લક્ષ્મી પ્રત્યે બોલ્યો "બ્હેન લક્ષ્મી ! તમે તો ખરેખર હિંદુ સમાજ અને ભારતની સાચી ભાગ્ય-લક્ષ્મી છો. જો તમારા જેવી થોડીજ લક્ષ્મીઓ તેમના માતપીતા સામે બળવો જગાડે અને સમાજના દંભને પોષવાને બદલે ઉઘાડા પાડવાનો પ્રયત્ન કરે તો પેસી ગયેલો સડો સત્વરે દુર થાય અને

અત્યારે નીબંળ માયકાંગળા જેવો ગણાતા હિંદુ સમાજ અને ધર્મ પુનઃ ચેતનવંતો બની જગતમાં સર્વશ્રેષ્ટ બને. પરંતુ ક્યાં છે અત્યારે સમાજ અને ધર્મની ઉન્નતી માટે બલીરૂપે ચડનારી સાચી ભારતની ભાગ્યલક્ષ્મીઓ."

આવી રીતે વાતચીત કરતાં કરતાં ગાડી વિધવાશ્રમના દ્વારે આવી પહોંચેલી જોઇ સુરેન્દ્ર લક્ષ્મી પ્રત્યે બોલ્યો. "બહેન ! અંહીયાં આપણે ઉતરવાનું છે. સામે રહેલું મકાન હિંદુ સમાજ હડધુત થતી હજારો અબળાઓનું આશ્રમસ્થાન છે. ચાલો રાત ઘણી વ્યતીત થઇ ગઇ છે." આમ કહી ગાડીવાળાને પૈસા ચુકવીને સુરેન્દ્ર લક્ષ્મીને લઇને વિધવાશ્રમના મકાનની અંદર ચાલ્યો ગયો.

મકાનની અંદર જઇ એક કોટડી પાસે જઇ તેનું બારણું ખખડાવતાં તે બોલ્યો. "ગંગા બહેન ! ઉઘાડો જોઇ."

"કોણ સુરેદ્રભાઇ ! રાતના આ વખતે કેમ આવવું પડ્યું ? કાંઇ નવા જુની થઇ છે ?" બારણું ઉઘાડતાં એક આધેડ વયની સ્ત્રી બોલી.

"બીજું તો કાંઇ નથી પંરતુ હિંદુ સમાજને તેની અધોગતીમાંથી ઉન્નત બનાવવાના વીચારો સેવતી એક ભારતની ભાગ્યલક્ષ્મી વીપત્તીમાં પસાર થવા છતાં તેના ધ્યેયને ખાતર માતાપીતાની ગોદ છોડી જતાં વીપત્તીમાં આવી પડેલી બ્હેન લક્ષ્મીને તમારી પાસે મુકવા આવ્યો છું." આમ કહી ને લક્ષ્મી પ્રત્યે બોલ્યો 'લક્ષ્મી બ્હેન ! આ અમારા વિધવાશ્રમના અધિષ્ઠાત્રી છે. ઠીક ત્યારે હવે હું જાઉં છું" આમ કહીને લક્ષ્મીને ગંગાબ્હેનની પાસે મુકીને સુરેન્દ્ર ચાલ્યો ગયો.

સુરેન્દ્રના ચાલ્યા ગયા પછી ગંગા લક્ષ્મી પ્રત્યે બોલી "બ્હેન! આવી યુવાવસ્થાએ માતાપીતાના ગૃહત્યાગનું કાંઇ કારણુ?"

ગંગાનો આ પ્રશ્ન સાંભળી લક્ષ્મીએ તેને સઘળી વાતથી વાકેફ કરી. લક્ષ્મીની વાતથી વાકેફ થતાં ગંગા બોલી "બ્હેન તેં પણુ ઘણું સહ્યું છે હવે સહેવું નહી. પડે." આમ કહીને રાત્રી ઘણી ચાલી ગયેલી હોવાથી પોતાના બીછાના પાસે લક્ષ્મીને સુવાનું બીછાનું કરી આપ્યું ને થોડાજ સમયમાં બન્ને વાતચીત કરતા કરતા નીંદ્રાને આધીન થઇ ગયા.

બીજે દીવસે યુવક મંડળના સભ્યો ભેગા થઇને જ્ઞાતીના આપખુદ સત્તા ચલાવતા અને જ્ઞાતીના નાણુા હજમ કરી ગયેલા શંભુપ્રસાદ શેઠની સામે શા માટે કાયદાસર પગલાં ન લેવા તેવો વિચાર કરતા બેઠા હતા તેવામાં પ્રમોદ આવી પહોંચ્યો અને સઘળાએ પ્રમોદને શંભુપ્રસાદ સામે શા માટે જ્ઞાતીના નાણુા હજમ કરી જવા બદલ પગલા ન લેવા તેમ જણુાવ્યું ત્યારે પ્રમોદ બોલ્યો "ભાઇઓ! અત્યાર સુધી આપખુદ સત્તા ચલાવતા પટેલોએ જ્ઞાતિના અનેક પ્રજાજનોનું લોહી ચુસ્યું છે અને તેમાં પણુ શંભુપ્રસાદ પટેલે તો હદ કરી છે. હું તેનાજ કાળાકર્મો તપાસવામાં ગુંથાએલો હતો અને અત્યાર સુધીમાં શંભુપ્રસાદ પટેલ જ્ઞાતીના દશ હજાર રૂપીઆ હજમ કરી ગયેલ છે તેની મને વિગતવાર હકીકત મળી છે તેથી સુરેન્દ્રભાઇને જણુાવીને સહુના વિચાર પ્રમાણે શું પગલાં લેવાં તેનો વિચાર કરીશું" આમ પ્રમોદ હજુ બોલી રહ્યા ન હતો તેવામાં ત્યાં સુરેન્દ્ર આવી પહોંચ્યો અને પ્રમોદને જોતાંજ બોલ્યો.

પ્રમોદ આપણાજ આદર્શને પોતાની એક નવયુવાન બાળા જે હીંદુ ધર્મ અને સમાજમાં ક્રાન્તી કરવાના સ્વપ્નો સેવી રહી છે તેવી એક શુધ્ધ ચારીત્ર્યની કાર્ય કરનારી બાળાને અચાનક હું મેળવી શક્યો છું."

"તે ક્યાં છે સુરેન્દ્રભાઇ ?" સહુએ પુછ્યું.

"ગંગા બહેન પાસે રાતનાજ હું રાખી આવ્યો છું. તમારામાંનો એક ગંગાબ્હેન પાસે જઇ સુરેન્દ્રભાઇ રાત્રે જે બહેનને મુકી ગયા છે તેને લઇને બોલાવે છે. તેમ કહી અહીં બોલાવી લાવો જોઇ."

સુરેન્દ્રના કહેવાથી તરતજ એક યુવાન ગંગા બ્હેન તરફ ચાલ્યો ગયો અને પળવારમાં ગંગા બ્હેન તથા લક્ષ્મીને લઇને આવી પહોંચ્યો સુરેન્દ્ર પાસે આવતાંજ ગંગાબ્હેન બોલ્યા "સુરેન્દ્ર ભાઇ ! અમને બોલાવવાનું કાંઇ કારણ ?"

'લક્ષ્મીબ્હેનની ઓળખાણ કરાવવા' કહી સુરેન્દ્ર પ્રમોદ પ્રત્યે બોલ્યો "જો પ્રમોદ આજ બ્હેન તે બાળા છે જેની વાતથી મેં તમોને વાકેફ કર્યા હતા."

સુરેન્દ્રના આ શબ્દો સાંભળી પ્રમોદે લક્ષ્મી તરફ જોયું તે એકાએક લક્ષ્મીને ઓળખી ગયો. લક્ષ્મી પણ પ્રમોદને ઓળખી જતાં તેના પ્રત્યે બોલી "કોણ માસ્તર ? તમે અહીંઆં ક્યાંથી !"

"લક્ષ્મી ! વઝીરાએ કોઇ બાળાને ફસાવી છે તેમ સાંભળ્યું હતું અને તેની સંગીત માસ્તર જોઇએ છીએની જાહેર ખબર વાંચીને તે વાત દૃઢ હોવાથી હું મારા મંડળના કોઇને પણ જણાવ્યા વિના સંગીત માસ્તર તરીકે તને ભણાવવા આવતો હતો પરંતુ ત્યાર પછી શું થયું તે તું ક્યાં નથી જાણતી ? હું તને છોડાવવાનીજ યુકતીમાં હતો ત્યાં આજે તારો "અચાનક મેળાપ થઇ ગયો તેમાં પણ પરમાત્માનો સારો હેતુ હોવો જોઇએ. ગંગા બ્હેન તમોને હું ધારું છું કે તે ઠીક મદદગાર બનશે" પ્રમોદ બોલ્યો.

"ત્યારે હવે અમે જઇએ ?" આમ કહીને ગંગા લક્ષ્મીની સાથે ચાલી ગઇ.

# પ્રકરણ ૧૯ મું.

---

## અયશાની આત્મકથા.

"અયશા! વ્હાલી અયશા! જ્યારે તું મને તારા પ્રાણથી પણ અધિક ગણે છે, જ્યારે તું મારી જીવન સહચરી થઇ ચુકી છે, જ્યારે આ સંસારરૂપી મહાસાગર તરવાને આપણે બંને કટીબદ્ધ થયા છીએ ત્યારે શું તું મને તારી આત્મકથા નહીજ સંભળાવે?"

"સુધાકર! મારા જીવનધન સુધાકર! મારા જેવી એક પતિત અબળાને પણ અપનાવી તેં જ્યારે તારી જીવન સહચરી બનાવી છે ત્યારે તારાથી છુપું રાખવાનું મારે શું હોય? પરંતુ ભલો થઇને મારાં હૃદયને કમકમાટી ઉપજાવે તે કહેતાં મને શરમાવે અને તે સાંભળતાં તારી આંખમાં શરમ આવે તેની કરૂણ કથની મને કહેવાનો તું શા માટે મને વારંવાર આગ્રહ કરી રહેલ છે. ગઇ કાલથી તમે હવે મારા પતીદેવ આર્યવીધી અનુસાર થઇ ચુકયા છો. હવે તમને તું કહેવાનો મારો અધિકાર ગુમાવી એક વારાંગના મટીને તમારી અર્ધાંગના બની છું. પહેલાં આ શરીર જે અનેકની કામેચ્છાઓનું સાધન હતું તેના પર તમારા અધિકારની મ્હોર પડી છે. હવે હું વેશ્યામાંથી સતી બની છું. સુધાકર! હવે મારૂં પહેલાનું બધુંએ જીવન બદલી ગયું છે. હવે તો પતીનો શબ્દ જેમ આર્ય રમણીને માટે દેવાજ્ઞા મનાય છે તેમ મારા માટે થઇ ગયું છે. તમોજ મારા દેવ, મારા મોક્ષનું ધામ છો. તમારો બોલ પડતાં હું ઉઘાડા પગે કાંટાપર ચાલવાને તૈયાર છું, માટે ભલા થઇ મને મારી

આત્મકથા જણાવવાનું ન કહેશો." ગધ્ધગુજરી ભુલી જવાનું જણાવતાં અયશા બોલી.

"અયશા! હવે મને તારી આત્મકથા કહેવાને શા માટે આનાકાની કરે છે? અનેક પંથો અને વાડાના ભેદમાં ગુંગળાઇ મરતા મારા હિંદુ સમાજમાં જ્યારે તે સમાજના નવયુવાનો નવીન લોહી ભરી તેને ચેતનવંતો બનાવવાને તેમના દેહના બળીદાન દેવાને તૈયાર થયા છે, જ્યારે તે નવયુવાનો પતીતોદ્ધાર અને વીધવાઓના સહાયક બનવાના કોડે ખડે પગે ઉભા છે ત્યારે તારી કરૂણ કથની સાંભળી તેઓના દીલમાં કમકમાટ ઉપજે, તેઓને તેમના અત્યારના પાખંડી સમાજ તરફ ઘણા છુટે તેવી તારી કરૂણ કથનીનો નાદ શા માટે તેમના કાન ફાડી નાખે તેવા સ્વરે સુણાવતી નથી?"

"કહે કહે અયશા! તારા પર અંધશ્રધ્ધામાં આંધળા બની ગયેલા હિંદુ સમાજે ગુજારેલા અત્યાચારની તારી દીલભેદક કરૂણ કથની કહે, જેથી હજુપણ જે હજારો હિંદુ સમાજના માનવીઓ હીંદુ સમાજના સડામાં રચીપચી રહેલા છે જેઓ હજુ પણ ભીન્નભીન્ન વાડાની દીવાલોમાં તેમને સુરક્ષીત સમજીને કુંભકર્ણની નીંદ્રામાં ઘસઘસાટ ઉંઘી રહ્યા છે તેઓની નીંદ્રા ઉડી જાય અને જો તેઓ સત્વરે જાગીને તેમના સમાજને પુનઃ ચેતનવંતો બનાવવાના પ્રયત્ન નહી કરે તો તેમના સમાજના નાશનાં નગારાં વાગી રહ્યાં છે તેની ખબર પડે. અયશા! જો તું મને આર્ય જાતીના નીયમો પ્રમાણે પતી તરીકે સ્વીકારતી હોય તો પતીનું વચન ન લોપવું તે આર્યરમણીનું પ્રથમ કર્તવ્ય છે તે તું જાણે છે?"

"શું તમો મને છેક એવી અધમ થઇ ગયેલી સમજો છો કે જે જાતીમાં જન્મી છું તે જાતીએ મારો તીરસ્કાર કર્યો હોવાથી તેના રૂઢીના બંધનમાં જકડાઇ વિનાશની ગર્તામાં પડી મારે વેસ્યાનો ધંધો સ્વીકારવો પડયો હોવા છતાં પણ તેના માનવજાતીના ઉદ્ધાર સુત્રો પણ શું હું ભુલી જાઉં તેવી છું ? તમો મારા દેવ છો. તમારા સુખે સુખી અને દુઃખે દુઃખી થવું તે મારી આર્યરમણી તરીકેની ફરજ છે તે હું બરાબર સમજુ છું અને જો તમો મારી કસોટીજ કરવા ઇચ્છતા હો તો તમો ફરમાવો તે પ્રમાણેની કસોટીમાં પાર ઉતરવાને હું તૈયાર છું." અયશા બોલી.

"અયશા, ત્યારે હું તને તારી કર્મ કથની જણાવવાની આજ્ઞા કરૂં છું બોલ તે તું માન્ય કરીશ કે નહીં ?"

"જ્યારે તમો પતી તરીકે મને આજ્ઞાજ કરો છો ત્યારે તેનું પાલન કરવું એ મારી ફરજ છે. તમારો બોલ મારે શીર સાટે છે. બોલો, બોલો, મારા દેવ ! તમે કહો તો મારૂં માથું વાઢી આપવાને હું તૈયાર છું" અયશા બોલી.

"મને તારા માથાની જરૂર નથી. પરંતુ તારી દીલભેદક હૃદયને ચીરી નાખતી કરૂણ કથની સાંભળવી છે. બોલ તું સંભળાવવાને તૈયાર છે કે નહીં ?"

જ્યારે મારા દેવની તેવી ઇચ્છા છે તો મારી ભલેને અનીચ્છા હોય છતાં પણ તે જણાવવાની એક આર્યલલના તરીકે મારી પ્રથમ

ફરજ છે અને તે કરવાને હું મારા જીવનના ભોગે તૈયાર છુ" આમ કહી અયશા બોલી.

"સાંભળો આ અભાગણી હીંદુ સમાજની રૂઢીનો ભોગ બની ગયેલી એક દુખ્યારીની કરૂણ કથની સાંભળો. જે સાંભળતાં તમારા હૃદયના તાર ઝણઝણી ઉઠશે અને અંધશ્રદ્ધામાં રચ્યાપચ્યા રહેલા તમારા હિંદુ સમાજ તરફ તમોને ધૃણા આવશે." આમ કહેતાં અયશાની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી.

થોડા સમય પછી અયશાના હૃદયનો ભાર રડવાથી ઓછો થવા પછી અયશા બોલી "આ કમનસીબ બાળાનો જન્મ ઉચ્ચ ખાનદાન કુટુંબમાં અઢાર વરસ પહેલાં થયો હતો. તે વખતનું મારૂં નામ નીમંળા હતું. હું જ્યારે આઠ વરસની થઇ ત્યારે મારા ધનવાન પરંતુ હિંદુ સમાજના અને અંધ અનુયાયી મારા માતા પીતાને મને પારકી કરવાની ચીંતા થવા લાગી. એક તો હું તેમનું એકનું એક સંતાન અને તેમાંયે મારા માતા પીતાની મોટી ઉમર તેને લીધે તેઓ તેમની હૈયાતીમાંજ મને પરણાવવાનો લ્હાવો લેવા ઇચ્છતા હોવાથી એક ખાનદાન કુટુંબના મારીજ ઉમરના બાળક સાથે મારી દસ વર્ષની ઉમરે તો મારા લગ્ન કરી નાખ્યાં પરંતુ કુદરત મને સુખી કરવાને ઇચ્છતી ન હતી તે તો મને ચડતી પડતીના અનેક ચક્રાવામાં નાખવા ઇચ્છતી હોવાથી મારા લગ્નના બીજેજ વર્ષે પ્લેગરૂપી કાળે મારા માતા પીતાને ઝડપી લીધાં હવે મારા પીયરમાં કોઇનો આશ્રય નહી હોવાથી હું મારા સાસરે ગઇ.



"થઇ ચુક્યું. એકાન્ત અને યૌવન ન કરાવવાના કામ કરાવે છે"
આમ બોલતાં વઝીરા-નિમંળા વિચારમાં પડી. પાનું ૧૪૮

પહેલાં તો મારા સાસુ વીગેરે ઘરનાં માણસો મારી તરફ સારી રીતે વર્તવા લાગ્યા પરંતુ જ્યાં મારા ભાગ્યમાંજ દુઃખ લખાયેલું હોય ત્યાં બીજો શું ઉપાય? સાસરે આવ્યા પછી હજુ ત્રણ ચાર મહિનાજ થયા હશે તેવામાં તેમના બાળ મિત્રો સાથે નદીએ નહાવા ગયેલા મારા પતિદેવ કાળના ઝપાટામાં પકડાઇને યમના દુતને આધીન બની મને નોંધારી બનાવી ચાલ્યા ગયા.

આ વખતે હું ફક્ત દસ અગીઆર વર્ષની હતી સંસાર એ શું ચીજ છે તેનાથી તદ્દન અજ્ઞાન હતી પરંતુ મારા પતિદેવના ડુબી ગયાના સમાચાર સાંભળતાંજ હું મારી સરખીજ ઉમરની નાની નણંદ સાથે વાતચીત કરતી બેઠી હતી ત્યાં મારા સાસુ આવી પહોંચ્યા ને "કાળમુખીએ મારા રતન જેવા દીકરાને ભરખી લીધો" આમ બોલતાંજ હું જ્યાં બેઠી હતી ત્યાંથી ખેંચીને કેટલીક બાયડીઓ બેઠી હતી ત્યાં મને ઘસડી ગયા અને ત્યાં લઇ ગયા પછી મારા હાથમાંના છલ્લા અને બંગડીઓ કાઢવા લાગ્યા. મારી બંગડીઓ કાઢી લેતાં હોવાથી મારી આંખમાં આંસુઓ ભરાઇ આવતાં હું બોલવા લાગી "શા માટે તમે આમ કરો છો? મારી બંગડી ન કાઢી લ્યો."

મારા આ શબ્દો સાંભળી "કાળમુખી! હવે બંગડીઓ કેવી! તારા કપાળે હવે તો કાળો ડામ બેઠો. હવે તારે સ્રંગાર કેવા?" આમ બોલીને બંગડીઓ કાઢતા હતા ત્યારે હું તે નહીં કાઢવા દેવાની જીદ કરીને ખેંચતાણ કરવા લાગી મને બંગડીઓ અને છલ્લા નહીં કાઢવા દેતાં જોઇ સૌ બાયડીઓના દેખતાં મારી સાસુએ મને એક બે લપડાક ચડાવી દીધી અને મારો હાથ ઝાલી બંગડીઓ ભાંગી નાખી.

ત્યાર પછી દિવસે દિવસે મારા પર દુઃખનો વરસાદ વરસવા લાગ્યો ખાવાનું પુરૂં ન મળે. આખો દિવસ કામ, કામ ને બસ કામ કરવું જ પડે બીજાના ફાટયા તુટયા કપડા પહેરવાના મળે અને સુવાને માટે એક સાદડી મળતી હતી છતાંયે હું મુંગે મોઢે બધું સહન કર્યે જતી હતી તેવામાં આ દુઃખ હજુ કેમ ઓછુ ન હોય તેથી ચાર પાંચ વરસમાં તો મારા સસરા ને સાસુ પણ આ લોક છોડી મારા પર ગુજારેલા ત્રાસનો હીસાબ આપવા દેવના દરબારમાં રવાના થઇ ગયા.

સાસુ સસરાના મરણ પછી મારી જેઠાણી તો કેમ જાણે હું તેની નોકરડી ન હોઉં તેમ મારાપર સીતમ ગુજારવા લાગી. તેના છોકરા તે કેમ જાણે મારાજ ન હોય તેમ સાચવવાનું કામ મારા પરજ, ઘરનું સઘળું કામ કરવાનું પણ મારાપરજ. અને તેમાં પણ કામકાજમાં થોડી ઢીલ થતાં વાંસો ખોખરો તો થયો હોયજ, જેઠાણીના અપાર ત્રાસમાંથી છોડાવવા હું પ્રભુને વિનંતી કરતી હતી અને તે સાંભળીને મારા ઉપર દયા કરવા કે વધારે દુઃખ પાડવા પરમાત્માએ મારી જેઠાણીને પણ સુવાવડમાંથીજ તેના દરબારમાં બોલાવી લીધી.

જેઠાણીના મરણ પછી હું હવે કાંઇક સુખી થઇશ તેવું મને જણાવા લાગ્યું. મારા જેઠ પણ મારા તરફ માયાળુ વર્તન ચલાવવા લાગ્યા પરંતુ મારી જેઠાણીના મરણ પછી મારા તરફ મારા જેઠનું વર્તન આમ એકાએક કેમ બદલાઇ ગયું હતું તેનું કારણ પહેલાં તો હું કાંઇ સમજી શકી નહીં પરંતુ જ્યારે મને તે વાતની ખબર પડી ત્યારે–" આટલું બોલી અયશા અટકી ગઇ. તેની આંખમાં પાછા આંસુ આવી ગયા અયશાને રડતી જોઇ સુધાકર બોલ્યો.

"અયશા ! નહીં, હવે અયશા નહીં કહું. નિર્ભાગી નિમંળા પણ નહીં જ કહું. પરંતુ મારા ભાગ્યરાશિને જ્યોત્સનાસમ ઉજ્જવળ કરનાર જ્યોત્સનાજ કહીશ. જ્યોત્સના, તારી કરૂણ દીલ-ભેદક કથની ભલભલા કઠણ હ્રદયના પુરૂષના હ્રદયને પીગળાવી નાખે તેવી છે. રડ નહીં જ્યોત્સના મારી દેવી ! જ્યારે તેં તારી કરૂણ કથની શરૂ કરી છે ત્યારે હવે પુરીજ કર કે જેથી રૂઢીના અંધ-શ્રદ્ધારૂપી બંધનમાં જકડાયેલો હિંદુ સમાજ તેનાં સમાજની અબળા-ઓની કેવી અધોગતિ કરી રહ્યો છે તેનું જગતને ભાન થાય." સુધાકરે અયશાને તેની કરૂણ કથની આગળ ચલાવવા કહ્યું.

આપણે પણ હવે અયશાને અયશાના નામે નહીં ઓળખતાં જ્યોત્સનાના નામે ઓળખીશું.

"આ સમયે મારી ઉમર ચૌદ પંદર વરસની હતી. મારૂં ખીલતું યૌવન અને તેમાં બળ્યું આ રૂપ ! આ રૂપેજ મારૂં સત્યા-નાશ વાળી નાખ્યું છે. મારા જેઠ મારા તરફ જે માયાળુ વર્તન રાખતા હતા તેનું કારણ પણ આ રૂપજ હતું. તેઓ મારા નવયૌવન રૂપમાં મુગ્ધ બની ગયા હતા અને મારી જેઠાણીના મરણ પછી તેમને જોઇતા અનુકુળ સંજોગો સ્હેજે મળી ગયા:

એક દિવસે ઉનાળાના દિવસોમાં બપોરના બહુ ગરમી થતી હોવાથી ન્હાઇને હું છુટાવાળે હીંડોળે હીંચતી પુસ્તક વાંચતી બેઠી હતી તેવામાં કોઇ દિવસ નહીં ને તેજ દિવસે મારા જેઠ ત્યાં આવી પહોંચ્યા. મારા જેઠને આવેલા જોઇ હું હીંડોળા પરથી ઉઠીને અંદરના ઓરડામાં ચાલી ગઇ. હું જે હીંડોળા પર બેઠી હતી ત્યાં બેઠા પછી મારા જેઠ જેઓ મને નીમુના લાડકા નામથી બોલાવતા

હતા તે બોલ્યા "બેટા નીમુ ! આજે જરા મારૂં માથું દુઃખે છે જરા ચા બનાવો જોઇ." મેં તરત ચા તૈયાર કરી અને પ્યાલો ભરી તેમને આપવાને જેવી તેમના હીંડોળા તરફ ગઇ કે તરતજ તેઓએ હીંડોળાપરથી ઉઠીને મારો હાથ ઝાલી લીધો ને હાથમાંનો ચાનો પ્યાલો હીંડોળાપર મુકી તેઓએ મને તેમના બાહુપાસમાં જકડી મારા અધરામૃતનું ચુંબન કર્યું."

એકાંત અને તેમાંયે યોવન ન કરવાના કામો કરાવે છે. હું એવી તો ગભરાઇ ગઇ કે એક શબ્દનો ઉચ્ચાર કે તેમની ઇચ્છા વિરૂદ્ધ પ્રતીકાર કરી શકી નહીં તેથી તેઓએ મને તેમના હૃદયસરસી ચાંપીને મને હૃદયદાન આપ્યું. સુધાકર ! થઇ ચુક્યું. ત્યારથી હું પતીત બની પરંતુ કોઇનું પાપ કાંઇ છુપાવ્યું છુપાય છે ! અમારા બંનેના પાપનું જે ફળ આવવું જોઇએ તે આવ્યું. એટલે કે હું ગર્ભવતી બની. જ્યારે મેં આ વાતની મારા જેઠને જાણ કરી ત્યારે તો તેઓ પહેલાં ઘણાંજ ગભરાઇ ગયા પરંતુ થોડા સમય પછી તેઓ મને હીંમત આપતાં બોલ્યા "નીમુ ! એમાં કાંઇ ગભરાવાનું નથી. બે ચાર દિવસમાં આપણે જાત્રાએ જવાનું બહાનું કાઢીને બહારગામ ચાલ્યા જશું અને ત્યાં બાળકનો જન્મ થયે કોઇ અનાથાશ્રમમાં મુકીને ચાલ્યા આવશું. જો કે આમ કરવાની મારી ઇચ્છા ન હતી મેં તો તેમને મને પત્ની તરીકે સ્વીકારીને અહીંજ રહેવાનું વારંવાર જણાવ્યું પરંતુ છુપા ગર્ભાપાતો કરી અને વ્યભીચાર સેવનારને પોશનો હીંદુ સમાજ વ્યભીચાર અને ગર્ભપાતના પાતકમાંથી બચવા ઇચ્છતી મારા જેવી અબળાને ક્યાં સંઘરે તેમ હતો ? એમ કરે તો તેનાં હિંદુ સમાજના નાશની પળોજ આવી પહોંચે ને ?

આમ હોવાથી મારી અનીચ્છા હોવા છતાં મારે મારા જેઠની ઇચ્છાને આધીન બનવુંજ પડયું. પરંતુ મારો જેઠ પણ એક પાકો ખેલાડી હતો તેવું મને પાછળથી જણાયું. કારણ કે બીજે દીવસે જાત્રાએ જવાને અમે રેલ્વેમાં બેઠા પછી બીજાજ સ્ટેશને તે મને ગાડીમાં એકલી નીરાધાર મુકીને નાસી ગયો. આ પણ મારા ભાગ્યનો દોશ નહીં તો શું ?

ગાડીમાં તે વખતે કોઇ ન હતું હું અને એક બીજો પુરૂષ એમ બેજ ગાડીમાં હતા, રાતનો વખત હતો અને બે ત્રણ સ્ટેશન ચાલ્યા ગયા છતાં પણ મારા જેઠને પાછો નહીં આવેલો જોઇ મારૂં હૃદય કાબુમાં નહીં રહેતાં મેં આ પુરૂષને મારી કરૂણ કથા કહી મારી દીલભેદક કથા સાંભળી તેને કાંઇ દુઃખ થયું હોય તેવું જણાવતાં તે બોલ્યો.

"બ્હેન ! ડરો નહીં હું તમને પતીતોદ્ધારક આશ્રમમાં પહોંચાડી દઇશ, જ્યાં તમારા જેવી હજારો પતિત બ્હેનોને અપનાવવામાં આવે છે. આટલા આશ્વાસનથી મારા દીલમાં આનંદ થયો પરંતુ આ આનંદ પણ બે ઘડીનો હતો તેમ મને જણાયું કારણ કે પાછળથી મને ખબર પડી કે આ માણસ તો વેશ્યાઓનો દલાલ હતો. તે મને એક વેશ્યાના મકાનમાં લઇ ગયો અને મને ગાડી બોલાવીને પતિતોધ્ધારક આશ્રમમાં પહોંચાડી આવશે એમ કહીને તે પણ ત્યાંથી ચાલ્યો ગયો.

તેના ચાલ્યા જવા પછી થોડા સમયે એક આધેડ વયની બાઇ આવી પહોંચી તેને જ્યારે મેં પેલો માણસ ક્યારે આવશે તેમ પુછ્યું ત્યારેજ હું એક વેશ્યાના પાસમાં સપડાઇ ગઇ છું તેમ મને જણાયું. પરંતુ ત્યાંથી છુટવાનો બીજો કાંઇ ઉપાય નહીં હોવાથી

હું તેના કહેવાને આધીન બનીને સંગીત શીખીને તૈયાર થઇ ગઇ તેવામાં પ્રભુને મને હજારો મનુષ્યોની વાસના પોશનારી વારાંગના બનાવવાની ઇચ્છા નહીં હોવાથી તે પણ એકાએક તેને કોગળીયું થઇ જવાથી મરણ પામી ને હું તેની મીલ્કતની માલેક બની. ત્યાર પછી મારા જેવી પતીતાને હિંદુ સમાજ સંઘરે તેમ નહીં હોવાથી નાચ મુજરો કરીને હું મારૂં ગુજરાન ચલાવવા લાગી ત્યાર પછી કાળીદાસ દેવમંદિરના મહારાજનો તમારી મીલકતપર ડોળો ફરતો હોવાથી મારી પાસે તમોને લાવ્યો ત્યારે તમોને જોતાંજ હું તમારા પ્રેમમાં પડી ને મારો દેહ તમને સોંપ્યો આ પહેલાં આ દેહનો મારાજ જેઠ સીવાય કોઇપણ ઉપભોગ કરી શકયું નથી. આ તમારી જ્યોત્સ્નાના પુર્વની નીમંળા કે "અયશાની આત્મકથા" છે. અયશાએ વાત પુરી કરતાં કહ્યું.

"જ્યોત્સ્ના ! ત્યારે હવે આપણે બંને નીગમના શુદ્ધ પ્રેમીઓ હિંદુ સમાજના બંધનમાં જકડાઇ તારી માફક અધોગતીમાં પડતી બાળાઓના ઉદ્ધારાર્થે આપણા જીવનને અર્પીએ તો શું ખોટું છે ?" સુધાકર બોલ્યો.

"હું તો તમારી પાછળ પાછળ તમો જે કાર્ય સ્વીકારો તેમાં મારા દેહનું બળી આપવાને તૈયાર છું પરંતુ શું હિંદુ સમાજનું સત્યાનાશ વાળી નાખનારા દેવમંદિરના મહારાજને આમ હજુપણ સ્વચ્છંદે ખેલવા દેવો છે ?"

"નહીં, ચાલો આપણે આ બાબતમાં યુવકમંડળની સહાય લઇ તેને ઘટતે ફેજે પહોંચાડવાનો પ્રયત્ન કરીએ" આમ કહી સુધાકર જ્યોત્સ્નાની સાથે પતિતોદ્ધારક આશ્રમ તરફ જવાને ચાલ્યો ગયો.

# પ્રકરણ ૨૦ મું.

## ત્રિપુટીનું તરકટ.

"કેમ માલુ ડોશી ! શું કર્યું પાસા પોબાર પડયા કે નહીં ? પરંતુ માલુ ડોશી આમ મારે તમને પુછવાની પણ શું જરૂર છે ? તમોએ કેવા કેવા ભયંકર કાર્યો અણીશુધ્ધ પાર ઉતાર્યાં છે તે હું કયાં નથી જાણુતો કે હું તમારા વીશેના વિશ્વાસમાં અંતરાય નાંખી આવો પ્રશ્ન પુછી તમારા હૃદયને આઘાત પહોંચાડવાનો પ્રયત્ન કરૂં ? માલુ ડોશી આવી પહોંચતાંજ દેવમંદિરના મહારાજે તેના ઉપર ઉપરા ઉપરી પ્રશ્નોનો મારો ચલાવ્યો.

દેવ મંદિરના મહારાજના પ્રશ્નની હારમાળથી ગભરાઇ નહી જતાં માલુ ડોશી બોલી "મહારાજ ! બાજી છેક હાથથી ગઇ હોય એમ મને જણાય છે તે કોઇ રીતે આપણી જાળમાં ફસાય તેવું મને જણાતું નથી."

"પણ આપણી જાળમાં મજબુત રીતે સપડાયેલી હરીણી આમ એકાએક કેમ છટકી ગઇ ? તે આમ સહેલાઇથી તમારા જેવી કાબેલ સ્રીના હાથમાંથી છટકી જાય તે હું સ્વપ્નમાં પણ માનવાને તૈયાર નથી." દેવમંદિરના મહારાજ માલુ ડોશી કાંઇ વધુ દ્રવ્ય મેળવવા માટેજ આ ઉડાઉ જવાબ આપતી હશે તેમ સમજીને બોલ્યા.

"હું પણ કયાં તમને તે વાત સ્વપ્નમાં માનવાને જણાવું છું હું તો તમારી જાગ્રતાવસ્થામાં તમને એકવાર ફરીથી જણાવું છું કે અનેક પ્રકારની મહેનત કરવા છતાં પણ આ શીકાર એકાએક

હાથમાંથી છટકી ગયો છે તે બીના વીનાવણુદેજ સત્ય છે. અને તેમાં શંકા લાવવાનું કંઇપણ કારણ નથી.

"જાવ, જાવ, માલુ ડોશી! આમ ધરડેધડપણે પણ મશ્કરી સુજી? મારા ચિત્તની ચોર ને દીલહર રમણી એવી તો તમારા સકંજામાં સપડાઇ હતી કે તમોને પુછ્યા વિના તે પાવરૂં પાણીયે પીતી ન હતી તે આમ છટકી જાય એ વાત હું કેમ માની શકું? દેવમંદિરના મહારાજ હજી પણ માલુ ડોશી મશ્કરી કરે છે તેમ સમજીને બોલ્યા.

"મહારાજ! આમાં મશ્કરી જેવું કાંઇ નથી કે નથી તમારી પાસેથી વધુ દ્રવ્ય મેળવવાની કોશીશ. જે કહું છું તે સાચુંજ કહું છું તે ખરેખર આપણા પંજામાંથી છટકી ગઇ છે અને હવે કોઇ ઉપાયે આપણી જાળમાં ફસાય તેમ નથી" માલુ ડોશી બોલી.

"પણ એ તમે કેમ જાણી શકયા કે જો તમો ફરીથી તેને આપણી જાળમાં સપડાવવાનો પ્રયત્ન કરો તો પણ સપડાવવાનો સંભવ નથી." દેવમંદિરના મહારાજના દિલમાં વસેલી સુંદરીને તેની જાળમાંથી છટકી ગયેલી જોઇ દેવમંદિરના મહારાજ બોલ્યા.

"અરે વાત છેક વંઠી ગઇ છે. હવે કોઇપણ ઉપાયે બગડી ગયેલો મામલો સુધરવાનો સંભવ નથી" માલુ ડોશી મામલો છેક હાથમાંથી ગયેલો છે તેમ જણાવતાં બોલી.

"પણ આમ માનવાનું તમોને કાંઇ કારણ મળ્યું છે? જો તેવું કાંઇ ન હોય તો માલુ ડોશી! તમારૂં મોં માંગ્યું હું તમને ધન આપીશ પણ એ શીકાર હાથમાંથી ન જાય તેવો પ્રયત્ન કરો"

માલુ ડોશીને ધનની લાલચમાં પાડી પોતાનો સ્વાર્થ સાધવા દેવમંદિરનો મહારાજ બોલ્યો.

"પરંતુ હવે જ્યાં મામલો સુધરે એવુંજ ક્યાંઇ દેખાતું નથી ત્યાં હું શું પ્રયત્ન કરૂં તમોજ કહો જોઉં ?" માલુ ડોશી દેવમંદિરના મહારાજના ગળે પડતાં બોલી.

"પણ એવું શું થઇ ગયું છે કે મામલો છેક બગડી ગયો છે તેમ તમે ધારો છો ?"

'મેનાનો બાળ પુત્ર મરી ગયાની ખબર તો તમોએ જાણી હશે ?" માલુ ડોશીએ પુછ્યું.

"હા, એનાથી તો જરા પણ અજાણ નથી અને હું ધારૂં છું કે આ કાંટો પણ ઠીક વીના મહેનતે આપણા માર્ગમાંથી દુર થયો. કેમ માલુ ડોશી ખરૂં નહીં ?"

"એક કાંટો જતાં એક મોટું બાવળનું ઝાડ તમારા માર્ગમાં આવી પડ્યું છે જેના કાંટા તમોને દુઃખી કર્યા વિના નહીંજ રહે તેવું મારૂં ધારવું છે."

"માલુ ડોશી ! તમે આ શું કહો છો ? હું આમાં જરા પણ સમજી શકતો નથી."

"તમે મેનાની જ્ઞાતિના પટેલોને મેનાને હડધુત કરવા જણાવ્યું હતું ?"

"હા, પણ પણ તેથી શું થઇ ગયું ? શું તમોએ આમ કરવાની સલાહ નહોતી આપી ?"

"એમ કરવાની સલાહ મેંજ તમોને આપી હતી એ વાત સાચી પરંતુ મેનાના બાળપુત્રના મરણ પછી તેની જ્ઞાતિએ તેનો તિરસ્કાર

કર્યો ત્યારે મેના એક વખત આપઘાત કરવાને તૈયાર થઇ હતી પરંતુ તેવામાં પતિતોદ્ધાર આશ્રમ ગામના યુવક મંડળે ખોલ્યો છે અને તેમાં હિંદુ સમાજની ઉચ્ચ પતિત બ્હેનોને પણ તેઓ સંઘરે છે. તેવું સાંભળી જ્ઞાતિમાં રહેવું હવે દોહલું થઇ જવાથી એણે પતિતોદ્ધાર આશ્રમમાં આશ્રય લીધો છે, અને તેની તમામ મીલ્કત પતિતોદ્ધારના કાર્યમાં ખર્ચવાનું એણે વસીયતનામું કરી આપીને યુવક મંડળના પ્રમુખ તથા મંત્રી સુરેન્દ્રને તેણે તેના નાણાંની વ્યવસ્થા કરવાને નીમ્યા છે. કહો ! હવે એ શીકાર છેક હાથમાંથી ગયો છે કે નહીં ?" લંબાણપૂર્વક ખુલાસો કરતાં માલુ ડોશી બોલી.

માલુ ડોશીના છેલ્લા શબ્દો મહારાજને કાને પડતાં દેવમંદિરના મહારાજ એકાએક ગભરાઇ ગયા ને સુરેન્દ્રનું નામ કાને પડતાંજ તેમના રૂવે રૂવાં કમકમી ઉઠયા. તેઓ યુવક મંડળને તેમના માર્ગમાં નડતરરૂપ સમજતા હોવાથી બોલ્યા. "માલુ ડોશી ! આ સુરેન્દ્રને કોઇ રીતે વશ કરી શકાય કે નહીં ?"

"નહીં મહારાજ ! તે ધનનો લોભી નથી. તેના હ્રદયમાં સમાજને પ્રગતીના પંથે ચડાવવાની ધગશ છે, અને હિંદુ **"સમાજનો સડો"** કાઢવાના તેના પ્રયત્નમાં તે તેના પ્રાણની આહુતી પણ આપવાને તૈયાર છે."

"ત્યારે માલુ ડોશી ! શું મેનાએ આપણે તેને ધર્મના બ્હાના નીચે કેવી રીતે ફસાવી. મેં કેવી રીતે તેને અગમનીગમનો ભેદ બતાવવાનું જણાવી તેના સૌંદર્યનો ઉપભોગ કર્યો અને તેના ફળરૂપે તેના પેટમાં ગર્ભ પણ છે આ બધી બીનાથી તેણે શું સુરેન્દ્રને વાકેફ પણ કર્યો હશે ? જો એમજ હોય તો આપણું આવી બન્યું

જાણજો. સુરેન્દ્ર દેવમંદિરના મહારાજ અને જ્ઞાતિના પટેલનો કેવો કટ્ટો વિરોધી છે. તેનાથી હું બરાબર માહીતગાર છું અને ઓછામાં પુરૂં જેને મેં બાપ મર્યે બમણાં નાણાં ધીર્યાં હતા અને હજુ જેણે મને તે નાણાં ચુકવ્યા નથી તે સુધાકર અને પેલી રાંડ અચલા પણ તે આશ્રમના ઝુંડામાં ભળ્યા છે. તેઓ બન્ને આપણા કારસ્થાનથી વાકેફ છે. જો આ સાચુંજ હોય તો આપણા દહાડા હવે ભરાઇજ ગયા સમજજો."

"મહારાજ! એટલા બધા નાહીંમત શું થઇ જાવ છો? સુરેન્દ્ર તમારા વિરૂદ્ધ કાંઇ પણ ખટપટ કરે તે પહેલાંજ તેને ટુંકો કરી નાખવાની પેરવી શા માટે નથી કરતા?" માલુ ડોશી મહારાજને હીંમત રાખવાનું કહેતાં બોલી.

માલુ ડોશી જેવી બાયડીને આટલી બધી હીંમતવાળી જોઇ દેવમંદિરના મહારાજના હૃદયમાં બમણું જોશ આવ્યું તેથી તે બોલ્યો. "માલુ ડોશી! વિચાર કરતાં તમારી સલાહ મને યોગ્ય જણાય છે. તેમજ કરીએ તોજ આપણે બચીએ તેમ છીએ, અને આપણાં કાળાં કર્મો અંધકારમાં રહેવાનો સંભવ છે."

આવી રીતે માલુ ડોશીને દેવમંદિરના મહારાજ વાતચીત કરતા હતા તેવામાં કાળીદાસ ત્યાં ઉતરી ગયેલા મ્હોંએ આવી પહોંચ્યો. કાળીદાસના ચ્હેરાપરનું નુર ક્યાંઇ ચાલ્યું ગયું હોય તેમ જણાતાં દેવમંદિરના મહારાજ બોલ્યા. "કાળીદાસ! તબીયત તો સારી છે ને? આમ ચ્હેરો કેમ ફીક્કો પડી ગયો છે? કેમ! આપણી જાળમાં નિરૂપમા ફસાઇ કે નહિ?"

"મહારાજ! મારો જે આ હાલહવાલ જુઓ છો તે તેનુંજ

પરિણામ છે. નિરૂપમાને આપણી જાળમાં સપડાવવા જતાં હું જ સરકારી જાળમાં સપડાઇ ગયો છું." કાળીદાસ બોલ્યો.

"કાળીદાસ! તું આ શું કહે છે? હું કંઇ પણ સમજી શકતો નથી." દેવમંદિરના મહારાજે કહ્યું.

'એમાં કહેવા જેવું છેજ શું! નિરૂપમા ગર્ભવંતી છે. ને હરામના હમેલ રહેલા હોવાથી તે ગર્ભપાત કરવા ઇચ્છે છે. તેવું આળ તેના પર નાંખવા જતાં હું જ સપડાઇ ગયો, પોલીસે ચલાવેલી તપાસમાં તે નીર્દોષ નીવડી છે તેથી પોલીસ મારાપર એક ખાનદાન કુટુંબની બાઇની આબરૂ બેઆબરૂ કરવા માટે અને પોલીસને ખોટી બાતમી આપવા માટે કેસ ચલાવવા માગે છે. માટે શું કરશું? મહારાજ! તમારા માટે આ જાતનું જોખમ ખેડ્યું છે તો હવે મને ઉગારવો કે નહી તે તમારા હાથમાં છે." આમ બોલતાં બોલતાં કાળીદાસ ગળગળો થઇ ગયો.

"કાળીદાસ આમ ગભરાય છે શા માટે? હું તને બચાવવા પ્રયત્ન કરીશ." દેવમંદિરના મહારાજ કાળીદાસને કોઇ પણ જાતનો દીલમાં ડર રાખ્યા વિના પોતાનું કાર્ય કરવાની હીંમત આપતાં બોલ્યા.

"પણ મહારાજ! નિરૂપમા નિર્દોષ તો ઠરી પરંતુ પોલીસના ઉપરી અધિકારીની મારા તરફ કરડી આંખ છે અને આ ઉપરાંત તેણે યુવક મંડળવાળાનો આશ્રય લીધો છે. હવે શું થશે મહારાજ! સુરેન્દ્ર અને પ્રમોદનું નામ સાંભળતાંજ મારા હાંજા ગગડી જાય છે." કાળીદાસ ગભરાઇ ગયેલા અવાજે બોલ્યો.

"કાળીદાસને આમ નાહીંમત થઇ ગયેલો જોઇ તેને હીંમતમાં લાવી વધુ કાળા કૃત્યો કરવાનો પ્રયત્ન કરે તે માટે માલુ ડોશી બોલી."

કાળીદાસ ! એમાં ગભરાવાની શું જરૂર છે ? બીચારો સુરેન્દ્ર શું કરી શકવાનો હતો ? એક ધનહીન કંગાળ સુરેન્દ્ર દેવમંદિરના મહારાજ અને તેના સાથીઓની પાસેથી ક્યાં સુધી છટકી શકશે ? કાળીદાસ ! તારા જેવા સીંહને આમ બકરી જેવો થઇ ગયેલો જોઇ મને ઘણુંજ લાગી આવે છે. તે છોકરાથી આમ ડરીને ચાલવું તેના કરતાં તેનેજ–આપણા માર્ગમાં નડતા એ કાંટાને દુર કરી દેવાના શા માટે પ્રયત્નો ન કરવા ? દેવમંદિરના મહારાજ તને આ બાબતમાં જોઇતા ધનની સ્હાય કરશે." આમ કહી મહારાજની તરફ જોઇને બોલી. "કેમ મહારાજ ! ખરૂં કે ? આમ કયાં સુધી ચિંતામાં રહ્યા કરવું ?"

કાળીદાસ ! માલુ ડોશી કહે છે તેમજ કર. આપણા માર્ગમાં નડતરરૂપે આવતા સુરેન્દ્ર અને પ્રમોદનો કાંટો કાઢી નાંખી આપણો સ્વચ્છંદે ખેલવાનો માર્ગ સાફ કર અને કાળીદાસ ! એમાં આપણા ત્રણેનું શ્રેય છે. લે હું હમણાંજ તને તે કામમાં વાપરવા માટે થોડા પૈસા લાવી આપું છુ. આમ કહીને દેવમંદિરના મહારાજ ત્યાંથી ચાલ્યા ગયા.

દેવમંદિર મહારાજના જવા પછી કાળીદાસ તેના મનમાં બોલવા લાગ્યો. "મેં અનેક કાળા કાર્યો કર્યાં છે. મારા જીવનમાં એવી એક પણ પળ નહી હોય જેનો મેં નિર્દોશનું લોહી પીવામાં ઉપયોગ ન કર્યો હોય. આ માલુ ડોશી અને દેવમંદિરના મહારાજ મારા ભોગે તેમના માર્ગમાં નડતો કાંટો દુર કરવા ઇચ્છે છે પરંતુ ફીકર નહી. તેમને મારી ઇચ્છા મુજબ નીચોવી મારી પાસે સારા પૈસા થતાંજ હું તેમને થાપ આપીને સહીસલામત રીતે કયાંઇ નાસી જઇ ત્યાં

મારૂં જીવન સુખમાં વ્યતીત કરવા પ્રયત્ન કરીશ. અહીંયાં મારૂં કોણ છે? કોઇ નહીં. તો પછી મારે શા માટે દેવમંદિરના મહારાજના હાથના શીકાર બનવું? અને દેવમંદિરના મહારાજ મને ગમે એટલું આશ્વાસન આપે તોય શું પોલીસ મને છોડે તેમ હતી? નહીં નહીં, હવે મારા દહાડા ભરાઇ ચુક્યા છે હવે તો બનતી ત્વરાએ મહારાજને નીચોવી નાસી જવામાંજ મારી સહીસલામતી હોય એવું દેખાઇ આવે છે." આમ નિશ્ચય કરી તે માલુ ડોશી પ્રત્યે બોલ્યો.

"માલુ ડોશી! શું ખરેખર મેનાએ સુરેન્દ્રના મંડળનો આશ્રય લીધો?" આમ બોલતાં તેના હૃદયમાં કેમ ભયનો સંચાર ન થયો હોય તેવો તેણે દેખાવ કર્યો.

"અરે સુરેન્દ્રનો આશ્રય લીધો એ તો ઠીક પરંતુ સુધાકર અને અયશા પણ આ મંડળમાં ભળ્યા છે. આ ઉપરાંત તારો જાનીદોસ્ત હસમુખ પણ યુવક મંડળમાં કાર્ય કરી રહ્યો છે. આ ઉપરથી શું નથી જણાતું કે હવે આપણી પળો આવી પહોંચી છે?" માલુ ડોશીએ પ્રશ્ન કર્યો.

"શું તમે સાચુંજ કહો છો? ત્યારે તો બચવાની કંઇ આશા જણાતી નથી" આમ કહી તે પાછો તે માલુ ડોશી પ્રત્યે બોલ્યો "ત્યારે માલુ ડોશી! આમાં ઉગરવાને આપણે શું કરવું જોઇએ?"

"કાળીદાસ સુધારક, અયશાને સુરેન્દ્રનો જો ઘાટ ઘડી નાંખવામાં આવે તો આપણે સહેલાઇથી બચી શકીએ તેમ છીયે. કાળીદાસ! અનેક ખુનો કરવા છતાં પણ તારી છાતીમાં જરા પણ આંચકો નહોતો લાગ્યો તો શું આટલું નહી કરી શકે?"

"હું બનતા પ્રયત્ને આ ત્રણેના કાટલા કાઢી નાંખી મારા હૃદયને કોરી ખાતી બીતીનો નાશ કરવા પ્રયત્ન કરીશ. માણુ ડોશી તમે તે બાબતમાં જરા પણ ચીંતા કરશો નહીં."

આમ બંન્ને વાતચીત કરતા હતા તેવામાં દેવમંદિરના મહારાજ એક હજાર રૂપીઆની નોટો લઇને ત્યાં આવી પહોંચ્યા, અને કાળીદાસને આપતાં બોલ્યા "આટલા રૂપીયા સુરેન્દ્રનો કાંટો દુર કરવા પુરતા છે ને!"

કાળીદાસ કટાણું મોં કરીને બોલ્યો "મોત સાથે હરીફાઇ કરવાની આ કીંમત?" આમ કહીને તેણે નોટો નીચે ફેંકી દીધી.

"નહી કાળીદાસ આમ નારાજ ન થા. લે આ પાંચ હજારની હીરાની વીંટી તને આપું છું હવે તો આટલું કામ કરશી ને!

"તમો તે બાબતમાં હવે નીશ્ચીંત રહો" આમ કહીને "ત્રિપુટીનું તરકટ પાર પાડવાનો ડોળ બતાવતાં કાળીદાસ બોલ્યો "હવે સુરેન્દ્ર કે અપશા કોઇપણ મારી પાસેથી છટકી જઇ શકશે નહીં તેઓને આપણી "ત્રીપુટીના તરકટ"ને વશ બનવું પડશે" આમ કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

# પ્રકરણ ૨૧ મું.

## કાળીદાસ સપડાયો.

"મેના ! શું કરે છે ?" આમ બોલતાં માલુ ડોશી કાળીદાસની સાથે મેનાના મકાનમાં દાખલ થઇ. આમ એકાએક મેના તથા કાળીદાસને આવેલાં જોઇ મેનાનું હ્રદય ભયથી ધ્રુજી ઉઠયું. મેનાને માલુડોશી અને કાળીદાસ બંને જમદુત જેવાં જણાવા લાગ્યા તેથી તે માલુ ડોશીના પ્રશ્નના ઉત્તરમાં બોલી, "અહીયાં શા માટે આવ્યાં છે ?"

મેનાનો આવો તોછડો જવાબ સાંભળી ખંધી માલુ ડોશી મેનાને પાછી પોતાની જાળમાં ફસાવવા ઇચ્છતી હોવાથી બોલી. "મેના ! કોણ જાણે મારૂં હ્રદયજ એવું છે કે તને જોયા વિના મને ચેનજ પડતું નથી, અને મેના ! આ મીથ્યા જગતની ઉપાધી ને મોજશોખ તથા એશઆરામમાં પાછી તું લીન થઇ ગઇ ? તારા દેહનું શું તું કલ્યાણજ કરવા નથી ઇચ્છતી કે કોઇ દિવસે દેવમંદિરે દર્શનાર્થે પણ નથી આવતી ?"

"તમે જેને દેવમંદિર કહો છો તે દેવમંદિર છે કે ભોગવીલાસ ભોગવવાના અનાચારના ધામો ? અને તમે શું કહ્યું ? મેના ! તારા દેહનું તું કાંઇ સાર્થક કરવા ઇચ્છે છે કે નહી એમજને ? માલુ ડોશી જે દેવમંદિરના દેવને તેના મહારાજો જ્યાં પત્થરના પુતળાંજ સમજીને તેનાથી લેશ પણ ડર્યા વિના દેવમંદિરના નામે આવતા ધનનો પોતાના મોજ શોખ અને ભોગવિલાસમાં ઉપયોગ કરે અરે એનાથી પણ આગળ વધીને દેવમંદિરના મકાનમાં જ્યાં અનેક

સુંદરીઓના સતિત્વનો નાશ કરી પોતાની લાલસાને પોશવાને પ્રયત્ન કરે એવા દેવમંદિરમાં દર્શનાર્થે આવવાથી શું લાભ? શું આવા દેવમંદિરો નામનાજ નથી રહ્યાં? અને ખરી રીતે તો દેવમંદિરો દેવમંદિર કહેવાવાને લાયક કયાં રહ્યાં છે? અરે દેવમંદિર શાના? એ તો અનેક કુમળી કળીઓના સતિત્વના સંહારક અનાચારના ધામો છે. આવા અનાચારના અખાડામાં આવવાથી માલુ ડોશી તમેજ કહોને મારા દેહનું શું કલ્યાણ થવાનું હતું?"

"દીકરી મેના! એમ સમજવામાં તારી ભુલ થાય છે. ખરેખર તને કોઇએ ભમાવી હોય તેમ જણાય છે. દેવમંદિર એજ મોક્ષનું દ્વાર છે અને દેવમંદિરના મહારાજે અનેક પામરજનોને અગમનીગમના ભેદ સમજાવી નીર્વાણુપદે પહોંચાડેલા છે. દીકરી! હજુ તું બાળક છે. તારો જીવ સંસારમાં લુપ્ત છે તેથી તું આ બધું કયાંથી સમજે?" માલુ ડોશીએ ધર્માવતાર હોવાનો ડોળ કર્યો.

માલુ ડોશીના આવા વચનો સાંભળી મેનાને હાડોહાડ લાગી આવ્યું. અનેક કાળા ધોળા કરનારી માલુ ડોશીને ધર્મનું પુતળું થતી જોઇ મેનાને ક્રોધ આવતાં તે બોલી. "માલુ ડોશી! હવે બસ કરો. તમારી જીભને એટલેજ અટકાવી રાખો. શા માટે ધરકાધડપણે જુઠું બોલીને તમારા અનેક કાળા ધોળા કરેલાં કૃત્યોમાં ઊમેરો કરો છો? માલુ ડોશી! આ દોરંગી દુનીયા છે. બીજાને જગત અસાર છે તેવો ઉપદેશ આપનારા બાઇ પહેલાં તમેજ શા માટે તે ઉપદેશને માન્ય કરતા નથી? હજુ કેટલાંક વરસ જીવવું છે કે કાળા ધોળા કરો છો?"

"મેના! મેના! તું આ શું કહે છે?"

"તમો તો કુટણીના નામનેજ યોગ્ય છો. ચાલ્યા જાવ. માસુ ડોશી આવ્યા છો. તેવાજ અહીંથી ચાલ્યા જાવ. હવે મારી આંખ ઉઘડી ગઇ છે એ કાળા કામ કરનારી કુટણી! તેંજ મારું સત્યાનાશ વાળી નાંખ્યું છે. કેમ જાય છે કે નહીં?"

"ત્યારે શું મેના! તું નહીજ માને? દેવમંદિરના મહારાજ તારો બોલ ઉપાડી લેવાને તૈયાર છે બોલ મારૂ માનવાને તૈયાર છે કે નહીં?"

"દેવમંદિરના મહારાજ તરીકે રહી દેવદ્રવ્યનો દુર્વ્યય કરતા તારા દેવમંદિરના મહારાજને અને તને હું ખરા સ્વરૂપમાં ઓળખી ગઇ છું. તમો બન્ને મોતનો ડર રાખ્યા વિના અનેક કાળાધોળા કરી ચુકયા છો. હું હવે તમારી જાળમાં કદી પણ ફસાવા ઇચ્છતી નથી."

"મેના! અગમનીગમનો ભેદ પામવાને તૈયાર થએલા કયાં તારા ધાર્મિક વચનો અને કયાં તારા આ શબ્દો? શું મેનામાં આટલું બધું પરિવર્તન થઇ ગયું છે?" કાળીદાસ વચમાં બોલ્યો.

"તમો બંને લુચ્ચાના પીર છો. એક જયારે કુટણી છે, ત્યારે બીજો વેશ્યાની દલાલી કરનારો છે. અગમનીગમનો ભેદ, નીર્વાણનો માર્ગ આવા મીથ્યા આંડબરોમાં ભોળા માણસોને અને સ્ત્રીઓને ફસાવીનેજ તમો તાગડધીન્ના કરી રહ્યા છો તે મારી જાણબહાર નથી. જે દેવમંદિરમાં છડેચોક દેવની પણ મર્યાદા મુકીને પોતાની લાલસા પોષવાને વ્યભિચાર ખેલાતો હોય તે દેવમંદિર કહેવાય?" મેનાએ પ્રશ્ન પુછયો.

કોઇપણ રીતે સમજાવવાથી મેના માને તેમ નથી તેવું જણાતાં કાળીદાસ મેના પ્રત્યે બોલ્યો "મેના! તું પાછી અમારા મંડળમાં

મળવા ઇચ્છે છે કે નહિં ? આના હા કે ના ના જવાબ પરજ તારા જીવનની દોરી લટકે છે એટલું ખ્યાલમાં રાખીને જવાબ આપજે."

"કાળીદાસ ! તું તારાથી થાય તે કરી લે. હું તારી આવી ધમકીથી જરા પણ ડરી જવાની નથી."

"મેના ! આમાં સારૂં ફળ નહીં આવે. માની જાય તો ઠીક છે નહીંતર મારે પછી અમારા કુકર્મો જનતાની જાહેરમાં આવતા અટકાવવા માટે તારૂં ખુન કરવું પડશે." ખુનની ધમકીથી ડરીને જો મેના માની જાય તો સારૂં આમ વિચાર કરીને કાળીદાસ બોલ્યો.

"કાળીદાસભાઇ ! શું તમે મેનાને છેક છોકરવાદીજ ગણો છો કે તમારે આટલી હદે જવાની જરૂર પડે ? કેમ મેના ખરૂં ને ?" માલુ ડોસી બોલી.

"હા, માલુ ડોસી ! તમારૂં કહેવું ખરૂંજ છે હું એમ ખુનની ધમકીથી જરા પણ ડરી જાઉં તેમ નથી. તમો તમારી ઇચ્છામાં આવે તેમ કરવાને મુખત્યાર છો."

"શું ત્યારે તું તારી હદમાં મક્કમજ રહેશે ? પરંતુ મેના ! યાદ રાખજે. આનું પરીણામ સારૂં નહી આવે. ભલે તારી ઇચ્છા જ્યારે ખુન કરવાની ફરજ પાડવાની છે ત્યારે તેમજ થશે. હવે તું આ જગતપર કેટલો શ્વાસ લે છે તે જોવાનું છે" આમ કહી મેનાને તેનું ખુન કરવાની ધમકી આપીને કાળીદાસ માલુ ડોસી સાથે ત્યાંથી ચાલ્યો ગયો.

માલુ ડોસીના ચાલ્યા જવા પછી કાળીદાસે મેનાને આપેલી ધમકીથી મેનાના હૃદયમાં સંતાપનો અગ્ની બળવા લાગ્યો. કાળીદાસ જેવો નરપીશાચ જેણે અનેક કાળા ધોળા કર્યા છે ને આપેલી

ધમકી અમલમાં મુક્યા વિના નહીં રહે તેવી ખાત્રી થતાં મેના તેના મનમાં બોલી ઉઠી "હવે શું કરવું? તે શયતાનનો સરદાર, નરપીશાચ અવસ્ય મારૂં ખુન કરવાનો પ્રયત્ન કરશે. ઓ જગતનીયંતા પરમાત્મા! તારા નામે વ્યભીચાર અને અનાચારના અખાડા ચલાવી રહેલા દેવમંદિરના મહારાજ અને તેના આ કુટીલ સાથીઓના આવા પાપકર્મ તરફ ક્યાં સુધી આંખ આડા કાન કરશે? આ નાસ્તીકો પરમાત્મા જેવી વસ્તુજ આ જગતમાં નથી તેમ કહી રહ્યા છે તે શું તું તેના આવા અનાચારોને પોશીને સત્ય કરી બતાવશે? નાથ! ઓ જગતના સરજનહાર! હવે હું મારૂં અરે મારૂં તો ઠીક પરંતુ મારા આ લાડકવાયા બાળનું જીવન બચાવવા હું આ પાપીઓના પાશમાંથી ક્યાં નાસી છુટું?" આમ કહીને મેના એકાએક વિચારમાં મગ્ન બની ગઇ.

થોડો સમય આવી રીતે વિચાર કરતાં સમાજને જાગ્રત કરી પ્રગતીના પંથે ચઢાવવાની તનતોડ કોશીશ કરતા યુવક મંડળ તરફ તેની નજર પડી અને ત્યાં જઇને આશ્રય લેવાથી તેનું અને તેના બાળકનું જીવન બચી જવા ઉપરાંત દેવમંદિરના મહારાજાના ભેદભરમ પણ બહાર પાડવાનો સારો મોકો મળશે તેવું ધારી તે પાછી તેના મન સાથે બોલી ઉઠી "બસ એમજ કરવું મારા માટે યોગ્ય છે મારા શીયળને લુંટનાર દેવમંદિરના મહારાજને આમ કરવાથીજ પુરતી ફજેતીયે પહોંચાડી શકાશે." આમ કહીને યુવક મંડળે સ્થાપેલા આશ્રમ તરફ જવાને રવાના થઇ ગઇ.

અલ્પ સમયમાંજ મેના વિધવાશ્રમ પાસે આવીને યુવક મંડળના મંત્રીને મળવાને ચાલી ગઇ અંદર જતાંજ એક નવયુવાન દેખાવડો

કદાવર બાંધાનો યુવાન તેને સફેદ ખાદીના કપડામાં સામો મળતાં મેના બોલી "ભાઇ? યુવકમંડળના મંત્રી અંદર છે?"

અજાણી સ્ત્રીને આમ પુછતી જોઇને નવયુવાન જે આપણો પરીચીત સુરેન્દ્રજ હતો તે બોલ્યો "બ્હેન! શું કામ છે?"

"પરંતુ તે મને મળી શકશે કે નહી મારે તેમનું ઘણુંજ જરૂરી કામ છે" ગભરાઇ જતાં મેના બોલી.

"બ્હેન એમાં ગભરાઇ જવાની કાંઇ જરૂર નથી જેને તમો મળવાને આવ્યા છો તે હું પોતેજ છું તમારે જે જણાવવું હોય તે ઘણી ખુશીથી જણાવો હું સાંભળવાને તૈયાર છું." સુરેન્દ્રે કહ્યું.

"હું તમારી મદદ માગવા આવી છું મને મદદ આપી પરમાત્માના આભારી થશો? ભાઇ! આ ગરીબ ગરીબ ગાયને શું તમો નહીં બચાવો?" ગદ ગદ સ્વરે રડતાં મેના બોલી.

"બ્હેન રડો નહી. તમારે જે કહેવાનું હોય તે જણાવો. અમો તો સમાજમાં હડધુત થતા દરેક ભાઇ બ્હેન મદદ કરવાને ખડે પગે તૈયાર છીએ. હીંદુ સમાજના સડાને દુર કરી તેને ઉન્નત બનાવવા અમે અમારા દેહના બળીદાન પણ આપવાને તૈયાર છીએ. માટે તમારે જે કહેવું હોય તે ખુલ્લે દીલે જણાવો."

સુરેન્દ્રના આવા આશ્વાસનના શબ્દો સાંભળી મેનાના હૃદયમાં હીંમત આવતાં તે બોલી "ભાઇ હું એક હિંદુ સમાજની પતીત નારી છું. હિંદુ સમાજમાં સડો પાથરનારા દેવમંદિરના મહારાજના મળત્યાઓની જાળમાં ફસાઇ મારા સતીત્વનો નાશ કરી બેઠી છું. ભાઇ જે દેવમંદિરનો મહારાજ, પોતાની લાલસા પોસવાને ધર્મના બતીંગ નીચે અનાચારના અખાડા ચલાવે તે ધર્મ કે તે દેવમંદિરનો

મહારાજ સમાજમાં અસ્તીત્વ ટકાવે તે ઇચ્છવા જેવું છે? દેવમંદિરનો મહારાજ તેની વાસના પોશવાનું મને હથીઆર બનાવ્યાથી નહીં ધરાતાં તેનો ડોળો મારી મીલ્કતપર પડયો છે અને તે મેળવવા માટે તેણે તેની જાળમાં ફસાવવા અનેક પ્રયત્નો કર્યા છે પરંતુ જ્યારે તે તેમાં ફાવ્યો નથી ત્યારે તે મારૂં ખુન કરવા ઇચ્છે છે. કહો તમો મને આમાંથી બચાવી શકશો?" ચીરાતા હૃદયે મેનાએ કહ્યું.

"બ્હેન! તમારે જરાપણ ડરવાની જરૂર નથી. દેવમંદિરનો મહારાજ કેટલી હદે સ્વછંદ ખેલી રહ્યો છે તે મારી જાણ બહાર નથી. સમાજમાં ધર્મના બહાના નીચે સડો ફેલાવી પોતાની વીષય લાલસાઓ પોશવાને પ્રયત્ન કરતાં દેવમંદિરના મહારાજનો પાપનો ઘડો હવે ભરાઇ ગયો હોય તેમ જણાય છે. તમે બેફીકર રહેજો તમારો વાંકો વાળ હવે કોઇપણ કરી શકશે નહિ" આમ કહી કાંઇક વિચાર કર્યા પછી પાછો સુરેન્દ્ર બોલ્યો.

"ચાલો, ત્યારે હમણાંજ આપણે આ વીશે બંદોબસ્ત કરી નાખીએ" આમ કહીને મેનાને લઇને સુરેન્દ્ર પોલીસ અમલદારની મદદ લેવાની તેને જરૂર [illegible] કરીને પોલીસ ચોકી તરફ જવાને રવાના થઇ ગયો.

"કેમ મહેન્દ્ર! કુશળ છે ને?" પોતાની ઓફીસમાં કામમાં મશગુલ થઇ ગયેલા પોલીસ અમલદારની પાસે મેના સાથે આવી પહોંચતાં તેની પીઠ થાબડતાં સુરેન્દ્ર બોલ્યો.

"સુરેન્દ્ર! આમ એકાએક કેમ આવવાનું થયું?" ઉંચુ માથું કરતાં પોલીસ અમલદારે પુછ્યું.

"મહેન્દ્ર!" સમાજનો સડો નાશ કરી સમાજમાં સડો ફેલાવનારને તેના કરેલાં કર્મફળનો બદલો આપી મારા જીવનને ઉજ્જવળ

કરવાનો સમય આવી પહોંચ્યો છે. જેના તરફ આપણે ઘણા લાંબા સમય સુધી કરડી નજરે જોતાં બેઠા હતા તે દેવમંદિરના મહારાજના પાપે હવે પોત પ્રકાસ્યું છે તે હવે સમાજની બાળાઓના યૌવનના ઉપભોગથી નહીં ધરાતાં તેની મિલ્કત પચાવી પાડવાને અને આમ કરતાં જે કોઇ આડો આવે તેનું ખુન કરવાને પણ તૈયાર થયો છે. અને મારી સાથે આવેલાં આ બ્હેન! તેનો પ્હેલો ભોગ છે. હું મહારાજના મળતીયાઓ આજે સપડાઇ જાય તેમ ઇચ્છું છું. બોલ તું તેમાં તારાથી બનતી મદદ આપશે?"

"હું મારાથી બનતી મદદ આપવાને તૈયાર છું પણ વાત શું છે તે તો કહે જોઇ?"

તે તું આ બ્હેનનેજ પુછી જો એટલે તને પણ ખાત્રી થશે.

"બ્હેન! ખોટું ન લગાડશો. શું દેવમંદિરનો મહારાજ તમારૂં ખુન કરવા ઇચ્છે છે તેમ સુરેન્દ્રે કહ્યું તે સત્ય છે?"

"તેમાં વળી શંકાને સ્થાન આપવા જેવું શું છે? મને તો ખાત્રી છે કે જો તમો એમાંથી કોઇ મને નહીં બચાવો તો" આમ બોલતાં બોલતાં મેનાની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં.

"તમો રડો નહીં હવે કોઇની પણ તાકાત નથી કે તમારો વાળ પણ વાંકો કરી શકે, પરંતુ ખુન કરવામાં તેઓનો શું હેતુ હશે તે જણાવશો?" મહેન્દ્રે પુછ્યું.

"હેતુ વળી બીજો શાનો મીલ્કત પચાવી પાડવાનોજ તો?" મેના બોલી.

"તમો દેવમંદિરના મહારાજને ઓળખો છો?"

"અરે ભાઇ! એ દેવમંદિરનો મહારાજ જ મારી આ સ્થીતીનું કારણ છે તે મારા જેવી અનેક બાળાઓને મોક્ષનીર્વાણ આદી અબ્હોચારમાં ગોથાં ખવડાવી તેની વીષય લાલસાના બળીરૂપે હોમી દે છે અને ત્યાર પછી અમોને સમાજનો ડર બતાવી સતાવ્યા કરે છે" આમ કહીને પોતાની સઘળી હકીકતથી મેનાએ સુરેન્દ્ર અને મહેન્દ્રને વાકેફ કર્યો.

"ઠીક ત્યારે બ્હેન આજે હું દેવમંદિરના મહારાજને બરાબર સપડાવીશ ઘણા દીવસ થયાં તેને સપડાવવાની હું રાહ જોતો બેઠો હતો પરંતુ પુરાવા વીના હું શું કરૂં? ચાલો આપણે હમણાંજ પોલીસના માણસો લઇને તમારા ઘરે જઇએ. હું ધારૂં છું કે રાતના કાળીદાસ અવસ્ય તમોને ફરીથી તેમની જાળમાં ફસાવવા તમોને હતા ન હતા કરવાને આવી પહોંચશે. આપણે હમણાં સત્વરેજ તમારે મકાને ચાલ્યા જવું જોઇએ કારણ કે પાંચ તો વાગવા આવ્યા છે." આમ કહીને સુરેન્દ્ર મેના તથા મહેન્દ્રને ત્યાં રહેવા દઇને ચાલ્યો ગયો.

અલ્પ સમયમાંજ તે પાછો ત્યાં આવી પહોંચ્યો અને મેના તથા સુરેન્દ્ર અને દશ સીપાઇઓને લઇને તરતજ મહેન્દ્ર મેનાના ઘર તરફ જવાને રવાના થઇ ગયો.

રાત પડી જવાથી મેનાના મકાનના દીવાનખાનામાં કોઇને કોચની નીચે છુપાવી રાખ્યા પછી સુરેન્દ્ર અને મહેન્દ્ર મેનાની આપ-વીતી સાંભળતા બેઠા હતા તેવામાં કોઇના આવવાનો અવાજ હાદર

પર પડતાં ધબકારાથી જણાયો. આથી મેનાને ધીરજ રાખવાનું કહી મહેન્દ્ર અને સુરેન્દ્ર ત્યાં પડેલા કોચની નીચે સંતાઇ ગયા.

આ બધું પળ માત્રમાં બની ગયા પછી લાલચોળ આંખે કાળીદાસ મેનાના દીવાનખાનામાં આવી પહોચતાંજ મેના પ્રત્યે બોલ્યો "મેના! મારૂં કહ્યું માની જા. શામાટે મોતને ભેટવાને તૈયાર થઇ છે. આવ, આવ ભૂવનમોહીની મેના, આવ. તને દેવમંદિરના મહારાજની દાસી થવાનું ન ગમતું હોય તો આ દાસની સેવા સ્વીકાર પરંતુ અમારી ઇચ્છાને આધીન થઇ જા. તેમાંજ તારૂં કલ્યાણ છે."

"ઓ વીષયવાસનામાં રચીપચી રહેલા નર પીશાચ! તું કોની રજાથી અહીં આવ્યો છે? ચાલ મારૂં મકાન છોડીને ચાલ્યો જાય છે કે નહી?"

"એમ! આટલું બધું ગુમાન! ત્યારે હવે તું પણ લેતી જા" એમ કહીને પોતાના ખીસામાંથી રીવોલ્વર કાઢીને જેવી તેના તરફ ફોડવા હાથ ઉંચો કરે છે કે કોચની નીચે છુપાઇ રહેલા સુરેન્દ્રે બહાર નીકળી પાસે પડેલી ખુરસી ઉપાડીને તેના માથામાં મારી. એકાએક આક્રમણ થતાંજ તેનો હાથ ઢીલો પડી ગયો ને હાથમાંની રીવોલ્વર પડી ગઇ.

સુરેન્દ્રને જોતાંજ કાળીદાસ ગભરાયો, બંને વચે ધમાચકડી ચાલી એવામાં એકાએક છુપાઇ રહેલા મહેન્દ્રે તેના સીપાઇઓ સાથે આવી પહોંચીને કાળીદાસને બંદીવાન બનાવી દીધો.

# પ્રકરણ ૨૨ મું.

---*---

## પરણી કે કુંવારી?

ડાકટરી તપાસમાં નિરૂપમા નિર્દોષ નીવડવાથી સુરેન્દ્ર અને પોલીસ અમલદાર મહેન્દ્રના તેના પ્રત્યેના માનમાં અધીક વધારો થયો. નિરૂપમા જેવી નિર્દોષ કુમળી કળીને પોતાની જાળમાં ફસાવવા માટે એવા કયા નરપીચાશે આ જાળ ગોઠવી હશે તે શોધી કાઢવાનું જરૂરનું જણાતાં અને આવી હિંદુ સમાજમાં રહીને હિંદુ સમાજને અધોગતીને માર્ગે લઇ જતી પ્રપંચજાળો ભેદવી તેજ હિંદુ સમાજને માટે લાભદાયક જણાતાં સુરેન્દ્ર પોલીસ અમલદાર મહેન્દ્ર પ્રત્યે બોલ્યો.

"ભાઇ! મહેન્દ્ર! આજ બપોરના તમો અમારા આશ્રમે આવવાની ઉદારતા દર્શાવી શકશો? આ કાવત્રાની પાછળ કોઇનો પણ હાથ છે તેવું મને સાફ સાફ જણાઇ આવે છે અને આવા શયતાનોને પુરતા ફેજે પહોંચાડી તેને યોગ્ય શીક્ષા કરાવવી જોઇએ. નહીંતર નિરૂપમા જેવી અનેક નિર્દોષ બાળાઓને તેઓ આવી રીતે સતાવ્યાજ કરશે. શું સમાજના આવા શયતાનોનો સત્વરે ઘડો લાડવો થઇ જાય તેમ તમો નથી ઇચ્છતા?" સુરેન્દ્રે મહેન્દ્રને આશ્રમમાં બપોરના આવવાનું કહેતાં કહ્યું.

"ભાઇ! જ્યાં સુધી પડદા પાછળ રહી હિંદુ સમાજમાં નિરૂપમાં જેવી નિર્દોષ બાળાઓને પોતાનું હથીઆર બનાવવા આમ સતાવી રહ્યા છે તેનો જ્યાં સુધી સમાજના નવયુવાનો નાશ કરવાને કટીબધ્ધ નહીં થાય ત્યાં સુધી હિંદુ સમાજનો ઉધ્ધાર થવો મને તો તદ્દન અશક્ય જણાય છે." આમ કહી નિરૂપમા તરફ જોઇને મહેન્દ્ર બોલ્યો.

"નિરૂપમા બ્હેન ! પાપીઓની જાળમાં નહીં ફસાતાં જે સંકટો આવી પડે તે સહન કરવાને જો તમારા જેવી બાળાઓ હિંદુ સમાજમાં જન્મ લે તો કોની તાકાત છે કે હિંદુ લલનાઓ તરફ કોઇ આંગળી પણ ચીંધી શકે ? તમોએ તમારાપર આવી પડેલ સંકટને ધૈર્યથી સહન કર્યું છે અને પાપીઓની નીચ મનોદશાને વશ નથી થયા તેથી હું તમોને ધન્યવાદ આપું છું અને તમારા તરફનો મારો ભાવ અધીક પુજનીય બન્યો છે. તમોને હું આજથી મારી ધર્મની બ્હેન ગણું છું. અને આશા છે કે તમો પણ મને હવે તમારો ભાઇ ગણીને મારા તરફની તમોને જોઇતી મદદ લેવામાં સંકોચ ને સ્થાન નહીં આપો. સારૂં ત્યારે સુરેન્દ્રભાઇ હું બપોરના આશ્રમમાં આવીશ." આમ કહીને મહેન્દ્ર સુરેન્દ્ર તથા નિરૂપમાની રજા લઇને ચાલ્યો ગયો.

મહેંન્દ્રના ચાલ્યા જવા પછી સુરેન્દ્ર પણ ગાડી ભાડે કરીને નિરૂપમાની સાથે આશ્રમ તરફ ચાલ્યો ગયો. રસ્તે ચાલ્યા જતાં નિરૂપમા તેના હ્રદયમાં બોલી ઊઠી. "મારા હ્રદયમાં આ શું થાય છે ? કંઇ ના જણાય તેવું ઝણઝણાટભર્યું મારા અંતરમાં થઇ રહ્યું છે, મારૂં દીલ સુરેન્દ્ર તરફ કેમ ખેંચાય છે ? કેવો સેવાભાવી નવયુવાન છે ? શું તે મને તેની દાસી તરીકે સ્વીકારશે ?"

નિરૂપમા જ્યારે આમ વિચાર કરી રહી હતી ત્યારે સુરેન્દ્રના હ્રદયમાં નિરૂપમા વિશેના ખ્યાલો રમી રહ્યા હતા. ઘણા સમય સુધી નિરૂપમા સંબંધી વિચાર કર્યા પછી સુરેન્દ્ર નિરૂપમા પ્રત્યે બોલ્યો.

"નિરૂપમા ! તમને એક વાત પુછી શકું ?"

"એક શા માટે હજાર વાત પુછવાનો તમોને અખત્યાર છે. તમે ન હતે તો હું નિર્દોષ હતી છતાંયે નિર્દોષ પુરવાર થાત કે ? સુરેન્દ્ર !

કેવું મજાનું નામ છે ? અને ખરેખર તમે તો આ મૃત્યુલોકના સુરેન્દ્ર છો મારા જેવી અનેક અધોગતીની ગર્તામાં સપડાઇ જતી બાળાઓને બચાવી લઇ હિંદુ સમાજની અંદર જેના થર બાઝી ગયા છે એવા સમાજના સડાનો નાશ કરી હિંદુ સમાજને પુનઃ ચેતનવંતો બનાવવાના તનતોડ પ્રયત્નો કરી રહ્યા છો તે શું ઓછું છે ? સુરેન્દ્ર ! તમે તો આ જગત જેમાં અનેક નરપિશાચો પોતાની લાલસા પોષવાને ધર્મના નામે ધતીંગ ચલાવી હિંદુ સમાજને વિનાશ માર્ગે લઇ જવા પ્રયત્ન કરી રહ્યા છે તેવા રાક્ષસોમાં દેવસ્વરૂપ છો. તમારે જે પુછવું હોય તે મને પુછો. હું તમોને તમારા પ્રશ્નના ઉત્તર આપવાને તૈયાર છું." નિરૂપમા બોલી.

"જો જો ખોટું ન લગાડતાં અને જો પુછવામાં અવિનય થાય તો માફ કરજો. તમે પરણેલા છો કે કુંવારા ?" સુરેન્દ્રે પુછ્યું.

"મૃત્યુ લોકમાં દેવદુત સમાન પોતાના ધર્મને પ્રગતીના પંથે ચડાવવાને કટીબદ્ધ બનેલ નરવીર ! મને પોતાને પણ હું પરણી કે કુંવારી ? તે સમજાતું નથી તો પછી હું તમારા આ પ્રશ્નનો શું જવાબ આપું !"

"એટલે ? પરણી કે કુંવારી ? એમાં હું કાંઇ ન સમજ્યો જરા સ્પષ્ટતાથી કહો જોઉં ?"

"તમે કોઇ દેવદુત જેવા જણાવ છો. મારી કરૂણ કથની સાંભળી અને નહીં તરછોડવાનું જો વચન આપો તો મારી કથની હું તમોને જણાવવાને તૈયાર છું."

"તમોને મારા કહેવા પર એટલોયે વિશ્વાસ નથી ! છતાં પણ હું પ્રતિજ્ઞા કરું છું કે તમારી કથની સાંભળ્યા પછી પણ અત્યારે

તમારા તરફ મારી જેવી લાગણી છે તેવીજ રહેશે. તમો તે વિષે બેફીકર રહો."

સુરેન્દ્રના આ શબ્દો સાંભળી નિરૂપમાના હૃદયમાં આનંદની હેલી પ્રકટી તેથી તે આનંદીત હૃદયે બોલી, જ્યારે મારી કરૂણ કથની સાંભળવાનીજ તમારી ઇચ્છા છે ત્યારે સાંભળો.

"હિંદુ સમાજના રૂઢીના બંધનમાં જકડાએલા મારા માતાપીતાએ મને નવ વર્ષની થતાંજ કેમ જાણે તેઓના પીતૃઓ અને તેઓ નર્કના અધીકારી ન બની જાય તે ભયથી તેઓએ મને પારકી બનાવી દીધી ત્યાર પછી એક વર્ષમાંજ મારા કમભાગ્યે જગત જેને મારો પતી કહેતું હતું તે ભગવાનના દરબાર તરફ ચાલ્યો ગયો ત્યારથી હિંદુ સમાજની રૂઢીની ચક્કીમાં હું પીસાવા લાગી, પરંતુ મારા સદભાગ્યે મારા પીતા જરા સુધારક વિચારના હતા." આમ બોલતાં બોલતાં તેની આંખમાંથી આંસુ સરી પડયા.

"નિરૂપમા રડો નહી. એવું તો હિંદુ સમાજના પ્રત્યેકના ભાગ્યમાં લખાયું છે ભારતના રૂષી મુનીઓ તેમની સ્ત્રીઓને લક્ષ્મી સમાન સમજતા હતા તે ભારત કયાં અને કયાં આજનું સ્ત્રીઓને એક ચાકરડી સમાન ગણતો અત્યારનો હતભાગી હીંદુ સમાજ? પછી શું થયું નિરૂપમા?"

મારા ભાગ્યમાં હજુ વધારે દુ:ખ સહન કરવાનું લખાએલું હોવાથી જેના આશ્રય નીચે રહીને હું મારા દીવસો વ્યતીત કરતી હતી તે મારા માતા પીતા પણ મને એકલી આધાર વિનાની મુકીને ચાલ્યા ગયા. ત્યાર પછી મેં મારૂં ચીત્ત ઇશ્વર ભક્તિમાં રાખવાનો નીશ્ચય કર્યો પરંતુ શું કહું? આમ કહીને નિરૂપમાએ તેનું મોઢુ તેના હાથ વડે ઢાંકી દીધું.

"નિરૂપમા! કેમ અટકી ગયા?"

"અરે જે દેવમંદિરને હું પ્રભુનું ધામ સમજતી હતી. અને તેથીજ જ્યાં હું મારા દેહનું સાર્થક કરવાને ગઇ હતી ત્યાં મેં શું જોયું! સુરેન્દ્ર! સુરેન્દ્ર! એ વાતનેજ હવે જવા દયો. તે વાત જણાવતાં મારૂં દીલ કમકમી ઉઠે છે આંખે અંધારાં આવે છે.

દેવમંદિરના મહારાજ જે સમાજના માર્ગદર્શક કહેવાય તેઓજ પોતાની લાલશા પોશવાને દેવ દ્રવ્યનો દુરૂપયોગ કરે છે. અરે એટલેથી પણ નહીં અટકતાં નીર્વાણનો ભેદ, અગમનીગમનો ભેદ એવા એવા મીથ્યા નામોની જાળ ફેલાવી અનેક શ્રદ્ધાળુ ભોળા ભકતજનોની શ્રદ્ધાનો દુરૂપયોગ કરી નીર્વાણ નામનું ભુત ઉભું કરી હજારો ભોળી સ્ત્રીઓને પોતાની લાલસા પોશવાને બળી રૂપે હોમે છે. સુરેન્દ્ર આ તે ધર્મસ્થાન કે નર્કસ્થાન? હું પણ આ વીષયપાપાસુ મહારાજની જાળમાં ફસાઇને એક વખત નીર્વાણ ચડવાને પણ તૈયાર થઇ હતી. પરંતુ ત્યાં ધર્મસ્થાનમાં દેવના નામે અત્યાચારનો અખાડો ખેલાતો જોઇ હું ત્યાંથી નાસી છુટી છતાંયે મારા રૂપસૌંદર્યમાં દીવાના બની ગયેલા દેવમંદિરના મહારાજે માલુ ડોસી નામની એક કુટણીને મને સમજાવવા મોકલી છતાં પણ જયરે હું મારા નિશ્ચયમાં અક્રમ રહી ત્યારે દેવમંદિરના મહારાજે મને તેઓની જાળમાં સપડાવવા માટે મારા પર હરામના હમેલ છે. અને બાળહત્યા કરવાની કોશીષ કરૂં છું તેવું તહોમત મુકીને પોલીસ ચોકીમાં મારાપર ફરીયાદ નોંધાવી અને ત્યાર પછી શું થયું તે તમો જાણો છો સુરેન્દ્ર! હવે તમેજ કહો જોઉ કે હું "પરણી કે કુંવારી" છું?

"નિરૂપમા! ધન્ય છે. તમારા જેવી આર્ય બાળાને જેણે આવી આફત સામે પણ શીયળ સાચવી રાખ્યું છે. મારા માનવા પ્રમાણે તો હજુ તમે કુંવારાજ છો અને તમારી ઇચ્છામાં આવશે તેની સાથે તમારૂં લગ્ન કરી આપવાનું હું તમોને વચન આપું છું."

"શું હું કહું તેની સાથે તમે મારો લગ્ન સંબંધ કરાવી આપશો ?"

"અવશ્ય, હું તેમ કરવા પ્રયત્ન કરીશ." આમ વાતચીત ચાલતી હતી તેવામાં ગાડી આશ્રમ પાસે આવી પહોંચી અને બન્ને જણા ગાડીવાળાને પૈસા ચુકાવીને આશ્રમમાં ચાલ્યા ગયા ત્યારે પણ સુરેન્દ્રના હૃદયમાં તો નિરૂપમા "પરણી કે કુંવારી"નાજ ભણકારા વાગી રહ્યા હતા.

આશ્રમમાં સુધાકર અયશા અને લક્ષ્મી કાગને ડોળે નિરૂપમાને નિર્દોષ નિવડેલી આવતી જોવાને રાહ જોઇ રહ્યા હતા તેવામાં નિરૂપમા અને સુરેન્દ્રને આવતાં જોઇને સુધાકર બોલી ઉઠયો. "સુરેન્દ્ર ! શું થયું ? નિરૂપમા નિર્દોષ નીવડીને ? જોને તેનું મ્હોંજ તે નિર્દોષ છે તેમ નથી બતાવી આપતુ ?"

નિરૂપમા નજીક આવતાંજ અયશા અને લક્ષ્મી નિરૂપમાની કોટે બાઝી પડયાં.

"સુરેન્દ્ર ! નિરૂપમાને સત્તાવનાર પણ દેવમંદિરનો મહારાજજ હતો ને ? અરે તે નરપીશાચે મારૂં પણ સત્યાનાશ વાળી નાખ્યું છે તેને પુરતા ફેજે પહોંચાડી સમાજને તેની જાળમાંથી બચાવી લેવાની આપણી ફરજ નથી ?" સુધાકર બોલ્યો.

'છે કેમ નહિં ? એવા સમાજના શયતાનોનો નાશ કરવાથીજ હિંદુ સમાજ ઉન્નત થશે. જ્યાં સુધી આવા વીષય પીપાસુ મહારાજો સમાજમાં જીવતા હશે ત્યાં સુધી સમાજનો કદાપિ ઉધ્ધાર થવાનો નથી. હું તેને પુરતા ફેજે પહોંચાડવાનીજ તજવીજમાં છું, અને તેને કેવી રીતે ફેજે પહોંચાડવો તે યોજના ઘડવા માટે બપોરે મારો મીત્ર અને પોલીસ અમલદાર મહેન્દ્ર પણ આવવાનો છે." આમ કહી નિરૂપમાની સઘળી વાતથી બધાયને વાકેફ કરીને સુરેન્દ્ર બોલ્યો "તમે આમાં શું ધારો છો ? નીરૂપમાને પરણી કે કુંવારી ?"

"કુંવારી કુંવારી, પરણેલી શાની ? આને તે લગ્ન કહેવાય ? નીરૂપમાં પરણેલી નહીં પરંતુ કુંવારીજ છે" સર્વ એકી સાથે બોલી ઉઠયા.

# પ્રકરણુ ૨૩ મું.

## ધરપકડ.

બપોરના બાર વાગ્યાનો સમય થઇ ગયો હોવાથી વિધવાશ્રમમાં સુરેન્દ્ર, પ્રમોદ, સુધાકર, અયશા, લક્ષ્મી ને નિરૂપમા સહુ પોલીસ અમલદાર છતાં પણુ હૈડામાં દેશની દાઝ ધરાવનારા મહેન્દ્રના આગમનની રાહ જોઇ બેઠા હતા. ત્યાં મહેન્દ્રને આવી પહોંચેલો જોઇ સુરેન્દ્ર પ્રેમોદને ઉદ્દેશીને બોલ્યો.

"તમોને જે ભલા પોલીસ અમલદાર વિષે મેં જણાવ્યું હતું તેજ આ મહેન્દ્રભાઇ" મહેન્દ્રની ઓળખાણુ કરાવતાં સુરેન્દ્ર બોલ્યો. અને મહેન્દ્રભાઇ ! અમારા આશ્રમના વિધાતા આ પ્રમોદભાઇ જેઓ અમારા આશ્રમનાં પ્રાણુસ્વરૂપ છે અને અમારા યુવક મંડળના પ્રમુખ છે.

બંનેની અરસપરસ ઓળખાણુ થયા પછી હસ્તધુનન કરતાં પ્રમોદ બોલ્યો "જ્યાં સુધી પરદેશી સરકારની નોકરીમાં પણુ તમારા જેવા સેવાભાવી, માતૃભુમીને ધર્મની લાગણી ધરાવનાર નવયુવાન છે ત્યાં સુધી હું ભારતના ભાગ્યનો સીતારો ચળકતો સમજું છું તમે નહોત તો નિરૂપમા જેવી નિર્દોષ અને અમારી આશ્રમ પ્રત્યેની તમારી લાગણીને માટે હું આભારી છું."

"પ્રમોદભાઇ ! તેમાં આભાર માનવાની કાંઇ જરૂરતજ નથી. નિરૂપમાને બચાવી લેવામાં મેં ફકત મારો મનુષ્ય ધર્મજ બજાવ્યો છે એનાથી અધિક મેં કાંઇ કર્યું નથી ખરૂં ને નિરૂપમા બ્હેન!" સામે બેઠેલી નિરૂપમા તરફ જોઇને મહેન્દ્ર બોલ્યો.

"ભાઇ! પરમજ્ઞુ પુરૂષો તો સદા તમારી માફકજ બોલતા આવ્યા છે, અને આવશે પરંતુ જો તમે ન હોત તો મારૂં શું થાત તે ફક્ત પરમાત્માજ જાણે છે. તમે તો મારા તારણહાર છો, પરમાત્મા તમારા હૃદયમાં ઘર કરી રહેલી સ્વદેશ સેવાની ઇચ્છાઓ પાર પાડવાની તમોને શક્તી આપે અને મારા જેવી પ્રપંચીઓની પ્રપંચ જાળમાં સપડાઇ જતી અનેક નિર્દોષ બાળાઓને તમો બચાવી શકો તેવું હું પરમાત્મા તમોને બળ આપે તેમ હું યાચું છું" નિરૂપમા બોલી.

"ત્યારે આ કાવત્રાની પાછળ છુપાઇ રહેલાઓનો પત્તો મેળવી તેઓને યોગ્ય શીક્ષા અપાવવાનો તમે શા માટે પ્રયત્ન કરતા નથી?" મહેન્દ્ર બોલ્યો.

"તે સંબંધે વીચાર કરવા માટેજ તમોને બોલાવ્યા છે. નિરૂપમાની કથનીથી આપણે સર્વ વાકેફ છીએ. પરંતુ સુધાકરને અયશાને આ દશાએ લાવનાર શયતાનની શયતાનીયત અને લક્ષ્મીની કથની સાંભળવાની જરૂર છે અને તે જાણ્યા પછી આ પ્રપંચ જાળની પાછળ રહેલા શયતાનોને યોગ્ય સજા કરવાનો પ્રયત્ન કરવા અમે તમારી સુચના મુજબ તૈયાર છીએ." પ્રમોદ બોલ્યો."

"મહેન્દ્રભાઇ આપણને તેમનાથી બનતી મદદ આપવામાં કયાં ના કહે તેમ છે ખરૂં કે નહીં મહેન્દ્રભાઇ?" સુરેન્દ્રે પુછ્યું.

"તો પછી સુધાકરભાઇ! તમારી ને અયશાની કથની કહો જોઉં કે તમોને ધનવાનમાંથી આ સ્થીતીએ પહોંચાડનાર કર્મચાંડાળ નરાધમને યોગ્ય શીક્ષા કરાવી શકાય." સુરેન્દ્રે સુધાકરને તેની આપવીતી જણાવવા કહ્યું.

"હું બરાબર સમજી ગયો છું કે ધર્મના ઓઠા નીચે પોતાની લાલસાઓ પોશવાને જે નરપીશાચ પ્રયત્નો કરી રહ્યો હતો અને જેણે નિરૂપમા બ્હેનને તેની જાળમાં ફસાવતાં નહીં ફાવતાં તેના પર બાળહત્યાનો આરોપ મુકયો હતો તેજ સમાજના ભારરૂપ કીડાએ જેને આપણો અંધશ્રધ્ધાળુ સમાજ પરમાત્મા સમાન ગણીને પુજે છે. જેના બોલ પર આપણી અશીક્ષીત શ્રધ્ધાળુ બ્હેનો અંધ-શ્રધ્ધામાં રહીને તેમના શીયળનો નાશ કરી બેસે છે તે દેવમંદિરના મહારાજે મારૂં પણ સત્યાનાશ વાળી નાખ્યું છે, અને નિરૂપમા બ્હેન પર આ ખોટો આરોપ મુકાવનાર પણ તેજ હોવો જોઇએ. તમે આ વિષે શું ધારો છો નિરૂપમા બ્હેન ?"

"શું દેવમંદિરનો મહારાજ જેને સમાજ પોતાના ધર્માચાર્ય તરીકે પુજે છે. જેના ચરણમાં દેવના નામે અઢળક ધન મુકવામાં આવે છે તે દેવમંદિરનો મહારાજ આવો વ્યભીચારી છે?" મહેન્દ્ર બોલ્યો.

"ત્યારે શું તમો મારૂં કહેવુ માની શકતા નથી ? હું અત્યારે તમોને હું જે કહી રહ્યો છું તે સત્ય છે તેની ખાત્રી કરી આપવાને તૈયાર છું. અરે દેવમંદિરનો મહારાજ પોતાની લાલશા પોશવાને ધામીંક અંધશ્રધ્ધાળુ યુવતીઓના સૌંદર્યનોજ ઉપભોગ નથી કરતો પરંતુ તે આનાથી પણ અધીક ભયંકર કામો કરવામાં પણ પાછી પાની કરતાં અચકાતો નથી. નિરૂપમા બ્હેન ! ચુપ કેમ રહ્યા ? શા માટે બોલતાં નથી ? તમોને સતાવનાર તેજ નરપીચાશ હતો ને ?" સુધાકરે પુછ્યું.

"મહેન્દ્ર ભાઇ ! સુધાકરભાઇનો શબ્દે શબ્દ સાચો છે, તે નર-પીશાચ ધર્મના આડંબર નીચે ન કરવાના કામો કરે છે. નીર્વાણનું

આમ, રાજા હરચંદનો ધર્મ, અગમનીગમના ભેદ, આવા આડંબર નીચે તે મારા જેવી અનેક યુવતીઓના શીયળનો પરમાત્માના મંદિરમાંજ પરમાત્માથી જરા પણ ડર્યા વિના ભંગ કરે છે, છતાં પણ આપણો ધામીંક રૂઢીના બંધનમાં જકડાયેલો હિંદુ સમાજ તેનો પડયો બોલ ઉપાડી લેવાને તૈયાર છે. શું હિંદુ જાતી આમ અધોગતીમાંજ પડી રહેશે ? આવા ધમીંધુતારાઓનો નાશ નહિં થાય ?" નીરૂપમાએ તેના દીલની વરાળ કાઢી,

"નિરૂપમા બ્હેન શાંત થાવ. અમો હવે તેજ કરવા માગીએ છીએ તમારા પર મીથ્યા આરોપ મુકવાની પાછળ કોનો હાથ રહેલો છે તેમ તમે ધારી શકો છો ?" મહેન્દ્રે પુછ્યું.

એમાં ધારવાનુંજ શું હતુ ? દેવમંદિર મહારાજનોજ તો." નિરૂપમા બોલી.

"તમે કેમ ધાર્યું ?"

"મને પહેલાં તેની જાળમાં ફસાવવા અનેક પ્રપંચ કરી ચુકયો હતો તેથી." નીરૂપમાએ જવાબ આપ્યો.

"વારૂં સુધાકરભાઇ ! તમારી વાત કહો જોઉં ?" સુરેન્દ્રે કહ્યું.

"નિરૂપમા બહેને જે કહ્યું છે તે સત્યજ છે. દેવમંદિરનો મહારાજ પોતાની લાલસા પોશવા માટે એકલો નવયુવતીઓના શીયળનો ભંગ કરીને ધરાતો નથી તે તો આગળ વધીને સમાજના નવયુવાન ધનીક ગ્રહસ્થોને વ્યાજે નાણાં ધીરી અનીતીના માર્ગે જવાની સગવડ કરી આપે છે અરે આનાથી પણ અધીક વધીને તે વેસ્યાની પણ દલાલી કરે છે, અને આવી વેશ્યાઓની મારફતે તેઓ સમાજને ફોલી ખાય છે. કેમ અયશા ખરૂં કે નહી !"

"ખરૂં જ તો. તમોને દેવમંદિરનો મહારાજજ મારી પાસે લાવ્યો હતો ને ?" અપક્ષાએ કહ્યું.

"ત્યારે તો આ સમાજમાં પાપરૂપ જણાતો દેવમંદિરના મહારાજનો સત્વરે નાશ કરવાની જરૂર છે." મહેન્દ્ર બોલ્યો.

'તો પછી કોણ કહે છે કે તેને પોશવાની જરૂર ?" સુધાકર હસતાં હસતાં બોલ્યો.

આવી રીતે વાતચીત ચાલતી હતી તેવામાં મેના ત્યાં આવી પહોંચી. મેનાને જોતાંજ સુરેન્દ્ર બોલ્યો- "દેવમંદીરના મહારાજના હાથે તારાજ થયેલી અને તેના ત્રાસથી ત્રાસીને આશ્રમનો આશ્રય લેનાર આ પણ એક દેવમંદિરના મહારાજની પાપવાસનાનો વધુ પુરાવો આપશે." આમ કહી મેના તરફ જોઇને કેમ મેના બહેન ખરૂં કે નહીં ?"

"પણ મહારાજ પોતે વ્યભીચાર કરતો હતો તેનો તમારી પાસે કોઇ પુરાવો છે ?" મહેન્દ્રે પુછ્યું.

"કેમ નહીં હું તેની જીવતી જાગતી પુરાવારૂપ છું ને ?" અપક્ષા બોલી.

"કદાચ તમે ને યુવક મંડળવાળા બધાય એ દ્વેષથી કહો છો તેવી તે દલીલ કરે તેની સામે તમારી શું દલીલ છે ? એવો કોઇ છે કે જેની સામે તે અક્ષર પણ બોલી ન શકે ?" મહેન્દ્રે કહ્યું.

"શું કહ્યું ? દેવ મંદીરના મહારાજનીજ વાત ? એ વાતજ જવા દયો. મારી આંખે તેનુ નામ લેતાં કમકમાં ચઢી આવે છે. તે શું દેવ મંદિરના મહારાજના નામને યોગ્ય છે ? જે પર ધન અને પર સ્ત્રીના માટે અનેક કાવાદાવા કરે તે શું દેવમંદિરનો મહારાજ રહેવાને લાયક છે ?

મારા શીયળનો ભંગ કરી મારા રૂપથી નહીં ધરાતાં તે નરપીશાચનો ડોળો મારી મીલ્કત પર પડયો, અને તે પચાવી પાડવા માટે મારા બાળપુત્રનું ખુન કરવાને પણ તે મને સમજાવવા લાગ્યો. અરે તે હત્યારાનું નામજ જવા દો." મેનાએ કહ્યું.

"મેના બહેન! તમારી માફક મને પણ દેવમંદિરના મહારાજે પાયમાલ કર્યો છે, અને મારા જેવા અનેક ધનવાન પીતાના પુત્રોને અનીતીના માર્ગે ચડાવીને પાયમાલ કર્યા હશે જેને મેં અત્યારે અર્ધાંગના તરીકે સ્વીકારી છે તે એક વેશ્યા હતી તેને ત્યાં મને લઈ ગયો ને વેશ્યાનો દાસ બનાવ્યો અરે જે ધર્માચાર્ય દેવમંદિરનો મહારાજ વેશ્યાની દલાલી ખાય તે દેવમંદિરના મહારાજ તરીકે રહેવાને લાયક છે કે?

'નહીં, હરગીજ નહીં" મેના બોલી.

આ વખતે અત્યાર સુધી ગુપચુપ બેઠા બેઠા સઘળી વાતચીત સાંભળતો એક યુવાન ખુણામાં બેઠો હતો. તે બોલ્યો કેમ નહીં તેવો પુરાવો પણ મોજુદ છે. આમ કહીને તેની પાસેની બેગ મહેન્દ્રના હાથમાં મુકતાં બોલ્યો એની અંદરનો ફોટો જુઓ એટલે તમોને આપોઆપ મારા શબ્દોની સત્યતાની ખાત્રી થશે.

તરતજ મહેન્દ્રે બેગ ખોલી નાખીને અંદરનો ફોટો લઈ મહેન્દ્રે સર્વને બતાવ્યો. આ જોતાંજ અયશા બોલી, આ દેવમંદિરના મહારાજનોજ ફોટો છે, જે દિવસે સુધાકરને મારે ત્યાં લાવ્યા તેજ દિવસ તેમણે મારી સાથે આવી વર્તણુંક કરી હતી અને તેનોજ આ ફોટો છે. હવે તો તે સપડાયો ખરોને?

"અવશ્ય તેના પાપનો ઘડો હવે ભરાઈ ગયો છે." આમ કહી મહેન્દ્ર સુરેન્દ્ર પ્રત્યે બોલ્યો "વારૂં ત્યારે તમો ને સુધાકર મારી સાથે ચાલો. મારા પોલીસ ઉપરીને વાતચીત કરી દેવમંદિરના મહારાજને

પકડવાનો હુકમ મેળવવા પ્રયત્ન કરીએ. આમ કહી તે સુરેન્દ્ર અને સુધાકરની સાથે પોલીસ ચોકી તરફ જવાને રવાને થઇ ગયો.

અલ્પ સમયમાંજ સુરેન્દ્ર અને સુધાકરની સાથે ત્યાં આવી પહોંચતાંજ સલામ કરી મહેન્દ્ર તેના ઉપરી અમલદાર પ્રત્યે બોલ્યો: "બાળહત્યા કરવાનું જે બાઇનાપર તોહોમત હતું તે ત્હોમત મુકનારની પાછળ કોનો (હાથ હતો તેનો પતો મળ્યો છે.) મને તેને પકડવાના વોરંટની જરૂર છે,"

"શાબાશ! મહેન્દ્ર! તું ઘણોજ ચાલાક છે. તું ન હતે તો તે બાઇનું શું થાત? લે હું તને જોઇતું આ વોરંટ આપું છું તું તારી ફરજ અદા કર" આમ કહીને ઊપરી અમલદારે મહેન્દ્રના હાથમાં વોરંટ મુક્યું.

વોરંટ લઇને તરતજ મહેન્દ્ર દેવમંદિરના મહારાજના સ્થળ તરફ જવાને રવાના થઇ ગયો ને અલ્પ સમયમાં ત્યાં આવી પહોંચ્યો. પોલીસ અમલદારને ત્યાં આવી પહોંચેલો જોઇ દેવમંદિરના મહારાજનો એક મળતીયો તેની પાસે આવીને બોલ્યો, "અહીંયાં પધારવાનું કાંઇ પ્રયોજન?"

હું મહારાજની મુલાકાત કરવા ઇચ્છું છું. મહેન્દ્રે કહ્યું.

તરતજ તે મહેન્દ્રને દેવમંદિરના મહારાજની પાસે લઇ ગયો. ને ત્યાં ગયા પછી મહેન્દ્રની ઓળખાણુ કરાવતાં તે દેવમંદિરના મહારાજ પ્રત્યે બોલ્યો. "મહારાજ! પોલીસ અમલદાર મહેન્દ્રભાઇ! તમારી મુલાકાતે આવ્યા છે તેઓ આ પોતેજ."

"વારૂં આપનું કેમ આવવું થયું છે?"

"અનાચારના અખાડા ખેલનાર દેવમંદિરના મહારાજ! જુઓ: આ વોરંટ તમારાપર સ્ત્રીઓની લજ્જા લુંટવાનો, પ્રયત્ન કરવાનો, બાળહત્યા કરવાનો એવા ત્રણુ આરોપ છે, તમો મારા કેદી છો." આમ કહી દેવમંદિરના મહારાજની "ધરપકડ" કરીને મહેન્દ્ર ચાલ્યો ગયો.

# પ્રકરણ ૨૪ મું.

## બુરો અંજામ.

આજે વસંતપંચમીનો તહેવાર છે. પ્રભુઘેલા માનવીઓ આજે અંધભક્તીમાં રંગની રેલમછેલ કરી આનંદમાં રાચવાની તૈયારી કરી રહ્યા છે. દેવમંદિરો કે જ્યાં પ્રભુના ખરા મહોત્સવો ઉજવાતા હતા ત્યાં પ્રભુને ઠગવાના બ્હાના નીચે દેવમંદિરના મહારાજો પોતાની લાલસા પોસવાના પ્રભુના ઉત્સવોમાં* પ્રયત્ન કરી રહ્યા છે. અંધશ્રદ્ધાળુ ભક્તજનો પ્રભુના દ્વારને એટલે કે દેવમંદિરને મોક્ષનું ધામ અને દેવમંદિરના મહારાજને મોક્ષદાતા સમજી તેનો બોલ શાસ્ત્રાર્થ પ્રમાણે માનવાને કટીબદ્ધ હોય છે પરંતુ આજકાલ દરેક ધર્મમાં કે તેની શાખામાં આપણે આગળ જે દેવમંદીરના મહારાજનો પરીચય કરી ગયા છીએ તેવાજ દેવમંદીરના મહારાજોનો ધર્મસ્થળોમાં અડ્ડો હોવાથી પવીત્ર ગણાતા ધર્મસ્થળો અનાચારના અખાડા બની ગયા છે અને આ ધર્મસ્થાનોને પહેલાના જેવાજ શુદ્ધ બનાવવા હોય તો ધર્મમાં ને સમાજમાં પેઠેલો સડો દુર કરી જે હિંદુધર્મ જેવા વિશાળ ધર્મે જગત સમસ્તને તેની રૂચાનુપાન કરાવ્યું છે તેને ઉન્નત બનાવવો હોય તો આવા જ્યાં જ્યાં દેવમંદિરોના મહારાજો અખાડા ખોલીને બેઠા હોય ત્યાં તેઓના અખાડાને તોડી તેમની પ્રપંચ જાળને ભેદી નાખવાને પ્રત્યેક સમાજના નવયુવાનોએ કટીબદ્ધ થવાની જરૂર છે.

દેવમંદિરના મહારાજને પરમાત્મા સ્વરૂપ માનતા ધર્મઘેલડા દેવમંદિરના મહારાજના અંધ અનુયાયીઓ ટોળે વળીને દેવમંદિર

તરફ ચાલ્યા આવતા હતા, આપણી પુર્વ પરીચિત માલુ ડોશી પણ આજે વસંતપંચમીના ઉત્સવ હોવાથી હોંશપુર્વક દેવમંદિરના મહારાજના પાદનું પુજન કરી પાવન થવાને દેવમંદિરના દ્વારે આવી પહોંચી. પરંતુ આજે આવો અપુર્વ ઉત્સવ હોવા છતાં દેવમંદિરમાં રહેનારા માણસોમાંના કોઇના પણ મ્હોં પર નુરનો છાંટો ન રહેલો જોઇ માલુ ડોશી બોલી. "ભગત ! આજે મ્હોં કેમ પડી ગયેલા જણાય છે ? તબીયત તો સારી છે ને ?"

"શું કહું માલુબાઇ ! કાંઇ કહેવાની વાત નથી" ભગતે જવાબ આપ્યો.

"આમ કેમ બોલો છો ? શું બનાવ બન્યો છે ?"

"અરે ! કાંઇ કહેવા જેવુંજ રહ્યું નથી. દેવમંદિરના મહારાજ જેઓ પરમાત્મા સ્વરૂપ છે તેમનાપર આફતનો વર્ષાદ વરસ્યો છે."

"હેં ! શું તમે આ ખરૂં કહો છો ? પરંતુ એવું તે શું બની ગયું કે દેવમંદિરના મહારાજનાપર દુઃખ આવી પડ્યું ?" માલુ ડોશી બોલી.

"હળાહળ કળીયુગ આવ્યો છે. કળીયુગ ને આ વળી ટોપીવાળાનું રાજ, નહીતર આપણા કોઇ રજપુત રાજાનું રાજ હોય તો કાંઇ પરમાત્મા સ્વરૂપ દેવમંદિરના મહારાજની આબરૂપર હાથ નાંખે ?"

"પણ થયું શું તેજ કહી દે ને ! આમ તારે તારૂં પીંજણ ક્યાંસુધી ચલાવીને મને ભ્રમમાં ને ભ્રમમાં રાખવી છે ?" ભગતના ગોળગોળ કહેવામાં માલુ ડોશી કાંઇ સમજી શકી નહી હોવાથી સ્પષ્ટ જણાવવા માલુ ડોશી બોલી.

"બીજું શું દેવમંદિરના દેવતુલ્ય મહારાજને ગઈ કાલે પરસ્ત્રીની લજ્જા લુંટવાનો, પરસ્ત્રી પર બળજબરી વાપરી પોતાના કાબુમાં લેવાને પ્રયત્ન કરવાનો અને બાળહત્યા કરવાનો નીર્દોષ બાળાપર મીથ્યા આરોપ મુકાવવાનો એવા ત્રણ આરોપો મુકી તેમને બંદીવાન બનાવી ગયા છે બોલો માલુ બાઇ! આ કળીયુગમાં આવું બનેને? નહીંતર દેવમંદિરના મહારાજ જેઓ પરમાત્મા સ્વરૂપ ગણાય તેમને બંદી-વાન બનાવાય? જગત સમસ્તના કલ્યાણને માટે પોતાના દેહનો ભોગ આપતા પુરૂષના ભોગનું આજ ફળ?"

ઊપરના શબ્દો સાંભળતાંજ માલુ ડોશીને હવે તેની પણ બુરી વલે થયા વિના નહી રહે સરકારી પોલીસ તેને પણ પકડશે એવા ભણકારા તેના કાને વાગવા લાગ્યા તેથી તે ઘણીજ ગભરાઇ ગઇ તેથી તેનો દેહ તેના કાબુમાં ન રહ્યો ને તે "હાય! હવે મારૂં શું થશે?" આમ બોલતી જમીનપર પડી ગઇ.

દર્શનાર્થે આવેલા ભક્તરાજનો માલુ ડોશીના પડી જવાના અવાજથી ત્યાં દોડી આવ્યા ને તેની સારવાર કરવા લાગ્યા. અલ્પ સમયમાં શુધ્ધીમાં આવતાં જ માલુ ડોશી ત્યાં વધુ સમય રહેવું સહીસલામત નહીં જણાતાં તેના ઘર તરફ ચાલી ગઇ.

રસ્તે ચાલ્યા જતાં માલુ ડોશી તેના મનમાં બોલવા લાગી. "હવે શું કરવું? અહીંઆં રહું કે બીજે ક્યાંય નાસી જાઉં? મને અહીંઆં રહેવામાં સલામતી જણાતી નથી માટે શું કરવું?" આમ વિચાર કરતી કરતી માલુ ડોશી તેના મકાને આવી પહોંચી. આખો દિવસ આવી રીતે વિચારમાં ગુમાવ્યો ને રાતના ચાર વાગ્યે અહીં-આંથી ચાલ્યા જવાનો નીશ્ચય કરીને માલુ ડોશી પથારીમાં પડી.

ચીંતા બહુ બુરી વસ્તુ છે, માલુ ડોશીને ઉંઘમાં પણ એ પકડી, આ પકડી, આ સીપાઇ આવ્યો એવા ભણકારા વાગવા લાગ્યા જેથી તેને કેમ જાણે સરકારી સીપાઇઓ આવીને પકડીને જતા હોય તેવું સ્વપ્નામાં જણાયું. આ સ્વપ્ન જોતાંજ તે ગભરાઇ ગઇ, અને બેબાકળી પથારીમાંથી ઉઠીને કેમ જાણે તે સીપાઇઓના હાથમાંથી બચવાને નાસી ન જાતી હોય તેમ દોડવા લાગી, આમ કરતાં જ્યારે તેનું માથું દીવાલ સાથે અથડાયું ને લોહીની ધારા નીકળી ત્યારે તેણે આંખ ઉઘાડીને જોયું તો તેને તે સ્વપ્ન છે તેમ જણાયું.

એક તો વૃધ્ધાવસ્થા ને બીજું લોહીનું નીકળવું તે માલુ ડોશીને અપાર વેદના કરતા હતા છતાં પણ સરકારી પોલીસના માણસોના પંજામાંથી બચવા જો તે ઇચ્છતી હોય તો એક પળ પણ હવે તેના માટે અહીંઆં રહેવું સહીસલામત નથી, તેવું તેને જણાતાંજ દેવમંદિરના મહારાજ પાસેથી મેળવેલ દાગીના ને રોકડ જે તેણે ઘરમાં દાટી રાખેલ હતાં તેનું પોટલું બાંધીને બગલમાં મારી ગામને નવ ગજના નમસ્કાર કરીને કોઇ ગામડામાં છુપાઇ રહેવા માટે તે તરફ જવાને રવાના થઇ ગઇ.

પરંતુ પરમાત્મા—જગતનો સરજનહાર જે માણુસે જેવા કૃત્ય કર્યા હોય તેને તેનું ફળ આપ્યા વિના રહેતો નથી, તે અનુસાર માલુ ડોશીને તેનાં કર્મનું ફળ આપવાનું હોવાથી તેને રાતના ચાર વાગ્યે એક ઘનઘોર જંગલમાં લાવી મુકી, ત્યાં થોડો વખત ઉંઘ લેવાનો વીચાર કરી માલુ ડોશી એક ઝાડ નીચે સુતી.

હજુ માલુ ડોશીને તે ઝાડ નીચે આવ્યાને થોડોજ સમય થયો હશે એવામાં ચાર જણુ મોઢે બુકાની બાંધેલા હાથમાં કડીવાળી

લાકડીયોવાળા લુંટારા ત્યાં આવી પહોંચ્યા ને માલુ ડોશીને જોતાંજ એક બોલ્યો "પકડો તે બાઇને તેની પાસે જે હોય તે ઝુંટવી લ્યો."

આ શબ્દો સાંભળતાંજ માલુ ડોશીના હોશકોશ ઉડી ગયા તેથી તેની પાસે જે કાંઇ હતું તે બચાવવા માટે તે પાસેની ગીચ ઝાડી તરફ દોડીને તેમાં પેસી ગઇ. લુંટારાને પણ તેની પાસે કાંઇક હોવું જોઇએ તેવો શક પડયો તે આવી અનેક ઝાડીઓથી માહીતગાર હોવાથી તેણે પલવારમાં માલુ ડોશીને પકડી પાડીને લાકડીનો એક સપાટો લગાવીને તેનું માથું તોડી નાંખી તેની પાસેની પોટલી ઝુંટવી લઇને ચાલ્યો ગયો.

માણસે જેવા કામ કર્યાં હોય તેવું તેને મોત પણ હોય છે. માલુ ડોશી મોતને ભેટવાને તૈયાર હતી પરંતુ મોત કાંઇ એમ માંગ્યું થોડુંજ આવે છે ? માલુ ડોશીનું આખું શરીર લોહીલુહાણ થઇ ગયું છે ને બીજું લોહી વહેજ જાય છે.

આમ વખતને ચાલ્યાં જતાં કંઇ વાર લાગે છે ? દિવસ ઉગી જતાં બેશુધ્ધ લોહીલુહાણ દશામાં પડેલી માલુ ડોશીની આસપાસ કાગડા ને ગીધડા ફરી વળ્યા ને માલુ ડોશીના અવયવોમાંથી માંસના લોચા લઇને ઉજાણી કરવા લાગ્યા.

આવી રીતે અનેક કાળા કામો કરનાર માલુ ડોશીના નશ્વર દેહનો અંત આવ્યો.

આપણે લક્ષ્મીને વઝીરાના પાશમાંથી છોડાવ્યા પછી તેનું શું થયું તે તરફ જરા પણ લક્ષ્ય આપ્યું નથી તો વઝીરા વીશેની વીશેષ હકીકતથી માહીતગાર થવાનો પ્રયત્ન કરીશું.

લક્ષ્મીના ચાલ્યા જવા પછી હાથમાં આવેલ સોનાની ચલ્લી છટકી ગયેલી જોઇ વઝીરા ઘણી નીરાશ થઇ ગઇ હતી છતાં પણ દેવ મંદિરના મહારાજની તરફથી તેને ઠીક પૈસા મળતા હોવાથી તે વાત તેણે વીસારે નાખી હતી તેવામાં એકાએક દેવમંદિરના મહારાજની ધરપકડ અને માલુ ડોશીના ગુમ થવાની વાત સાંભળી તેના હૃદયમાં ધ્રાસકો પડતાં બોલી.

દેવમંદિરના મહારાજની સાથે મળીને મેં પણ અનેક કાળા ધોળા કામો કરેલા છે તેથી કદાચ જો મારૂં પાપ પ્રકાશમાં આવી જાય તો દેવમંદિરના મહારાજની માફક મારી પણ ધરપકડ થવાનો સંભવ છે તો હવે મારે શું કરવું !

આમ બોલ્યા પછી થોડો સમય વિચાર કરીને બોલી "શું મારે પણ માલુ ડોશીની માફક ક્યાંક નાસી જવું ? શું આ રસ્તો મારા માટે સહીસલામત છે ? મને નથી જણાતું કે તે માર્ગ મારા માટે સહીસલામત હોય ત્યારે મારે હવે શું કરવું ?

આવી રીતે તે વિચાર કરતી હતી તેવામાં લક્ષ્મીના ગયા પછી તેની જાળમાં સપડાયેલી જે બાળાને તે પુત્રી માફક ચાહતી હતી તે ત્યાં આવી પહોંચી તેણે વઝીરાને ઉદાસીન જોઇ પુછયું "આજે કેમ ઉદાસ છો ? શરીર તો સારૂં છે ને ?"

"બેટા ! હવે મારા દિવસો ભરાઇ ચુકયા છે. હું આ દુનીયામાં હવે થોડા દીવસની મહેમાન છું." વઝીરા તેના ઉત્તરમાં બોલી.

"આવું શા માટે બોલતા હશો ?"

"એમાં કાંઈજ ખોટું નથી હું જે બોલી છું તે અક્ષરે અક્ષર સત્ય છે. માણુસ જેવાં કામ કરે છે. તેનું ફળ તેને અવશ્ય મળે છે. મેં અનેક ન કરવાના કામો કર્યાં છે અને તેનું ફળ ખુદા પાક મને જે આપે તે ભોગવવાને હું તૈયાર છું મારી આ બધી મીલકત હું તને સોંપું છું! બેટા તે તારા જીવનનિર્વાહ પુરતી છે. સંસારમાં કાળા ધોળા નહી કરતાં ખુદા પાકની ભકિતમાં લીન રહેજે. હવે હું જાઉં છું" આમ કહી તેની પાસે પડેલી પેટીમાંથી એક શીશી કાઢી ને પી ગઇ.

તેના હાથ પગ તરફડવા લાગ્યા ને અલ્પ સમયમાં તે પરમાત્માના દરબારમાં માલુ ડોશીની સાથે તેના કૃત્યનો હીસાબ આપવા રવાના થઇ ગઇ.

બન્ને કુટીલ કારસ્થાનમાં મગ્ન રહેનારી સ્ત્રીઓના મોતનો "બુરો અંજામ" તેમને મળી ગયો.

---

# પ્રકરણ ૫૪ મું.

——(:o:)——

## ઇન્સાફને આંગણે.

દેવમંદિરના મહારાજ જેને અંધશ્રદ્ધાળુ ભક્તજનો પરમાત્મા તુલ્ય સમજતા હતા તેનો આજે કોર્ટમાં કેસ હોવાથી સંખ્યાબંધ દેવમંદિરના મહારાજના અનુયાયીઓ, ભક્તરાજો ને હિંદુસમાજમાં પેશી ગયેલા સડાને દુર કરી હિંદુ સમાજને પુનઃ પુર્વના જેવો ચેતનવંતો બનાવી પ્રગતીના પંથે ધપાવવા ઇચ્છતા નવયુવાનોથી કોર્ટનો ઓરડો ખીચોખીચ થઇ ગયો હતો. કોર્ટના ઓરડામાં જગ્યા ન હોવાને કારણે કેટલાક માણસો કોર્ટ બહારની ગેલેરીમાં દેવમંદિરના મહારાજનો કેસ જાણવાના જીજ્ઞાસુઓ ખડે પગે ઉભા હતા.

તેવામાં બરાબર ઘડીયાળમાં અગીઆરના ટકોરા વાગતાંજ કોર્ટની પાછળનું એક બારણું ખુલતાં ન્યાયાધીશ સાહેબ કોર્ટમાં આવી પહોંચતાં સર્વત્ર શાંતી થઇ રહી. થોડો સમય આ શાંતી રહી હશે તેવામાં પોલીસ પ્રોસીક્યુટર મી૦ ઝવેરી ઉભા થયા અને ન્યાયમુર્તીને કેસની વીગત ટુંકમાં સમજાવતાં બોલ્યા.

"ગુન્હેગાર હીંદુ સમાજમાં પ્રતિષ્ઠા પામેલ એક દેવમંદિરનો મહારાજ છે, અને તેના પર અપહરણ, ખુનના કાવત્રાં ને વ્યભીચાર આદી કાર્યો કરવા અને કરાવવામાં મદદ કરવાના ત્રણ આરોપ છે, તો આપ નામદાર એ ત્રણે આરોપો માટે જુદા જુદા ત્રણ કેસ ચલાવવા ઇચ્છો છો કે ત્રણે આરોપોનો એક સાથે કેસ ચલાવશો !"

"મી૦ ઝવેરી ! ગુન્હો કરનાર એક જ વ્યક્તી હોવાથી જુદા જુદા કેસ ચલાવવા હું નથી ઇચ્છતો તમે ફરીયાદપક્ષની જુબાનીઓ રજુ કરો, હું ત્રણે આરોપો માટે ભેગોજ કેસ ચલાવવા ઇચ્છું છું." ન્યાયમુતીં બોલ્યા.

તરતજ સરકારી ધારાશાસ્ત્રીના કહેવાથી કોર્ટના દુભાશીયાએ પહેલા સાક્ષી તરીકે નિરૂપમાના નામની બુમ મારી કે તરતજ નિરૂપમા સાક્ષીના પાંજરામાં આવીને હાજર થઇ.

સાક્ષીના પીંજરામાં નિરૂપમાના આવી ગયા પછી દેવમંદિરના મહારાજને આંગળી વડે બતાવતાં સરકારી વકીલ નિરૂપમા પ્રત્યે બોલ્યા. "તમે આ આરોપીને ઓળખો છો ?"

"હાજી" નિરૂપમાએ ટુંકાણુમાં જવાબ આપ્યો.

'સમાજમાં તેઓ કેવું સ્થાન ધરાવે છે તે તમારા લક્ષમાં છે ?"

"જી હા."

"તેઓ જે સ્થાન ધરાવે છે તેનાથી સમાજમાં તેઓના માટે કાંઇ છાપ પડે કે નહીં ?"

"અવશ્ય. સમાજના ઘણા ખરા માણસો તેને તેઓ દેવમંદિરના મહારાજ હોવાથી અંધશ્રધ્ધાથી પરમાત્મા તુલ્ય ગણે છે ને તેઓના શબ્દને વેદાજ્ઞા માને છે."

"આ શું તમે સત્ય કહો છો ?"

"ત્યારે શું હું અસત્ય જણાવું છું ! એક દીવસ એવો હતો કે જ્યારે મારી આંખ આડા અંધશ્રધ્ધાના પડળ વળી ગયા હતા,

ત્યારે હું પણ આ ગુન્હેગાર જે દેવમંદિરનો મહારાજ છે તેને પરમાત્મા તુલ્ય માનતી હતી, અને તેમનો પડયો બોલ ઝીલવાને મારા પ્રાણુ પાથરવાને તૈયાર હતી."

"તો પછી તમારે અત્યારે તેઓ સમાજને ભારરૂપ છે, તેમ કહેવાનું શું કારણ બન્યું ? શું તમારા કહેવા પ્રમાણે તે ખરેખર સમાજને ભારરૂપ છે ?"

"સમાજને ભારરૂપ તો ઠીક પરંતુ હું તો આગળ વધીને એમ પણ જણાવવાને તૈયાર છું કે તેની હસ્તી સમાજને અધોગતીમાં લઇ જનારી છે માટે જો હિન્દુ સમાજનો ઉધ્ધાર જ કરવો હોય તો આવા દાંભીક વ્યભીચારી, દેવદ્રવ્ય દુરૂપયોગ કરનાર દેવમંદિરના મહારાજનો નાશ કરવો તેજ હિન્દુ જાતિ માટે વધારે સહીસલામતી ભર્યું" છે.

"તમે તેઓ વ્યભીચારી છે તેમ તેમનાપર શું આક્ષેપ મુકો છો ?" ન્યાયમુર્તીએ નિરૂપમાને પ્રશ્ન કર્યો.

"સાહેબ ! આ આક્ષેપ નહીં પરંતુ સત્ય બીના છે."

"તમોને ધાર્મીક અંધશ્રધામાં દેવમંદિરના મહારાજે ફસાવ્યા હતા તે શું સત્ય છે ?"

"હાજી, તેમણે તેમની એક દલાલણ માલુ ડોશી મારફતે મને અગમ નીગમનો ભેદ પામવા, નિર્વાણપદ પામવાની લાલચમાં ફસાવી હતી અને તેથી હું નિર્વાણ ચડવાને પણ તૈયાર થઇ હતી" નિરૂપમા આગળ કહેવા જતી હતી તેવામાં ન્યાયમુર્તી તેને અટકાવીને બોલ્યા "નિર્વાણ એટલે શું ?"

"આ દેવમંદીરના મહારાજ તેમના અનુયાયીઓને દર વર્ષે નિર્વાણ ચડાવે છે. આ નિર્વાણને પહેલાં તો હું કોઈ અલૌકિક વસ્તુ સમજતી હતી પરંતુ જ્યારે નિર્વાણ ચડવાને તૈયાર થઈ ત્યારેજ મને તેનો ભેદ સમજાયો."

"તો પછી કોર્ટ સમક્ષ શા માટે તેનો ભેદ રજુ કરતાં નથી?"

"સાહેબ! મને કહેતાં શરમ આવે છે. દેવમંદિરના મહારાજના નામને લજાવનાર આ નરાધમ શયતાન દેવમંદિરનો મહારાજ નિર્વાણના પડદા પાછળ નર્યો વ્યભીચારજ ખેલતો હતો નિર્વાણ એ વ્યભીચારનું આ દેવમંદિરના મહારાજના સાક્ષરી શબ્દમાં બીજું નામ છે."

"હેં! શું તમે આ સત્ય કહો છો? તેની સઘળી હકીકતથી કોર્ટને માહીતગાર કરો."

"સાહેબ! જ્યારે જ્યારે તેના અંધશ્રદ્ધાળુ વેવલા ભકત ભકતાણીઓની વહુ દીકરીની સાથે વ્યભીચાર ખેલવાની આ દેવમંદિરના મહારાજની ઇચ્છા થતી ત્યારે તે નિર્વાણનું ધતીંગ ઉભું કરે છે ને સઘળા વેવલા ભકત ભકતાણીઓને ભેગા કરે છે ને એક નાની કોટડી કામચલાઉ કપડું વીંટાળીને ઉભી કરે છે ને ત્યાં બેઠેલા ભકત ભકતાણીઓ જેનાપર તે ચોખાના દાણા છાંટે તેઓ આ કોટડીમાં જઈને સ્વચ્છંદે વ્યભીચાર ખેલી આવે છે. આને આ લોકો નિર્વાણ ચડયા કહે છે.

મારા સૌંદર્યમાં દીવાનો બની ગયેલો અત્યારે જે ગુન્હેગાર છે તે દેવમંદિરનો મહારાજ પોતેજ મને નિર્વાણ ચડાવવાને તૈયાર થયો. હું આ વાતથી તદ્દન અજાણ હોવાથી કામચલાઉ ઉભી કરેલી કોટડીમાં પણ ગઈ પરંતુ ત્યાં જવા પછી તેની પાપી ઇચ્છાથી

માહીતગાર થતાંજ ગુસ્સામાં આવીને તેના નાકપર જોરથી મુક્કો માર્યો. આથી તે બેભાન થઇને પડી ગયો ને હું નિર્વાણુ ચડવા વિનાજ મારા ઘરે ચાલી ગઇ. ત્યારથી હું દેવમંદિરના મહારાજને વ્યભીચારી તરીકે તીરસ્કારૂં છું."

ત્યાર પછી તમારી દેવમંદિરના મહારાજે કાંઇ પજવણી કરેલી ?" સરકારી ધારાશાસ્ત્રીએ સવાલ પુછ્યો.

"કેમ નહીં તેની દલાલણ માલુ ડોશીને તેણે મારી પાસે ઘણી-વાર મોકલી પરંતુ જ્યારે મેં કોઇ પણ જાતની મચક આપી નહીં ત્યારે તેણે કાળીદાસ નામના એક માણસ મારફતે મને હરામના હમેલ રહેલા છે તેવી પોલીસ ચોકીમાં ફરીયાદ નોંધાવેલી તેમાં પણ ભલા પોલીસ અમલદાર મહેન્દ્રભાઇની ચાંપતી તપાસના પરીણામે હું નિર્દોષ નીવડી છું." નિરૂપમાએ કહ્યું.

"તમે આનાથી કાંઇ અધીક જાણો છો ?" સરકારી ધારા-શાસ્ત્રી બોલ્યા.

"સાહેબ આથી હુ કાંઇ વિશેષ જાણુતી નથી. નિર્દોષ નિવડ્યા પછી ભલા પોલીસ અમલદાર મહેન્દ્રભાઇએ મને વિધવાશ્રમમાં રાખેલી છે જ્યાં હું જનસમાજની સેવામાં મારા દિવસો ગુજારૂં છું."

"બહુ સારૂં નિરૂપમા બ્હેન! તમે મહેન્દ્રભાઇને ઓળખાવી શકશો?"

"જી હા, સામે બેઠા તેજ ભલા પોલીસ અમલદાર મહેન્દ્રભાઇ છે." આમ કહીને નિરૂપમા સાક્ષીનું પીંજરૂં છોડીને બહાર આવી બેઠી. ને બીજા સાક્ષી તરીકે મહેન્દ્ર રજુ થયો.

"તમારી ચોકીમાં ગર્ભપાતની ફરીયાદ નોંધાઇ હતી તે સત્ય છે ?"

"જી હા."

"તમે પોતેજ તેની તપાસ ચલાવેલી ?"

"હા જી."

"તેનું પરિણામ શું આવ્યું ?"

"ફરીયાદ ખોટી હતી તેમ જણાઇ આવ્યું અને નિરૂપમા નિર્દોષ છે તેમ ડાકટરી તપાસમાં માલુમ પડયું."

"તો પછી તે ફરીયાદ કરનારને તમે પકડયો હતો ?"

"અત્યારે તે કોર્ટમાં હાજરજ છે."

"તેને અહીંઆ હાજર કરો."

તરતજ કાળીદાસને ત્યાં લાવવામાં આવ્યો, કાળીદાસને જોઇ પોલીસ પ્રોસીક્યુટર બોલ્યા. "તમે કરેલી ગર્ભપાતની ફરીયાદના પરીણામથી તમે વાકેફ તો હશોજ. બોલો તમે સત્ય વાત જણાવવા તૈયાર છો ? આમ કરવાથી તમને તાજ તરફના સાક્ષી ગણીને તમારો ગુન્હો માફ કરવામાં આવશે, બોલો જોઇએ તમને આવી ખોટી ફરીયાદ કરવાને કોણે શીખવેલું ?"

"શું મને માફી મળશે ?" શંકા હોવાથી કાળીદાસે પુછ્યું.

"તમે શંકા કરોજ નહીં, સાચું જણાવશો તો તમારો ગુન્હો માફ કરવામાં આવશે." ન્યાયમુર્તી બોલ્યા.

'સાહેબ ! નિરૂપમા શુદ્ધ હતી અને છે. દેવમંદિરના મહારાજે મને પૈસા આપવાની લાલચ દેખાડવાથી મેં આ ખોટી ફરીયાદ નોંધાવી હતી." કાળીદાસ બોલ્યો.

"તમારે હજુ આથી કાંઇ વિશેષ પુછવાનું છે ?" ન્યાયમુર્તી સરકાર તરફથી કેસ ચલાવનાર ધારાશાસ્ત્રી પ્રત્યે બોલ્યા.

"નહીં, નામદાર ! મારો કેસ સાબીત થઇ ચુકયો છે. હવે વધારે સવાલો પુછીને હું કોર્ટનો નકામો વખત લેવા ઇચ્છતો નથી. દેવમંદિરના મહારાજપરનો પહેલો આરોપ સાબીત થઇ ચુકયો છે તેથી બચાવ પક્ષના ધારાશાસ્ત્રીને જો ઉલટ પાલટ તપાસ ચલાવવી હોય તો ખુશીથી ચલાવે.

"કેમ મી. શાસ્ત્રી ! તમારે હમણાં ઉલટ પાલટ તપાસ લેવી છે કે બીજા આરોપ માટેનો કેસ આગળ ચલાવું ?" ન્યાયમુર્તીએ ગુન્હેગારના ધારાના હીમાયતીને પુછ્યું.

"નામદાર ! હું પાછળથી ઉલટ પાલટ લેવાને મારો હકક કાયમ રાખું છું. આપ નામદાર ત્રણે આરોપો માટે કેસ ચલાવી લેશો. ત્યાર પછી મને જરૂર પડશે તો સાક્ષીની હું ઉલટ પાલટ તપાસ લઇશ. આપ નામદાર કેસ આગળ ચલાવી શકો છો."

"ગુન્હેગારના ધારાશાસ્ત્રીના આ શબ્દો સાંભળી પોલીસ પ્રોસીકયુટરે સુધાકરનું નામ પોકાયુ. તરતજ સુધાકરને ત્યાં આવીને હાજર થયો. સુધાકરને જોઇ પોલીસ પ્રોસીકયુટર બોલ્યા "તમે આ કહેવાતા દેવમંદિરના મહારાજને ઓળખો છો ?"

"હા, સાહેબ !"

"તેઓ દેવદ્રવ્યનો દુરૂપયોગ કરતા હતા તેનાથી વાકેફ છો ?"

"જી હા, તેઓ પોતે તો તેમની લાલસા પોષવાને દેવદ્રવ્યનો દુરૂપયોગ કરી વેશ્યાઓની સાથે રંગરાગ માણતા હતા આ ઉપરાંત વેશ્યાની દલાલી કરીને ધન પણ કમાતા હતા અને આવું ધન કમાવા માટે સમાજના ખાનદાન કુટુંબના બાળકોને દેવદ્રવ્ય બાપ મરે બમણું આપવાની શર્તે ધીરીને તેમની વેશ્યાની દલાલીનો ધંધો

ધમધોકાર ચલાવતા હતા તેનો ભોગ બનેલો હું પણ એક ખાનદાન ધનવાન કુટુંબનો યુવાન છું." સુધાકરે કહ્યું.

"શું દેવમંદિરનો મહારાજ—અને અત્યારનો ગુન્હેગાર આટલી બધી ભયંકર વ્યકિત છે?" ન્યાયમુર્તિએ પુછ્યું.

"હજુ જેમ તમો આ દેવમંદિરના મહારાજના કાળા કર્મોથી વધુ વાકેફ થતા જશો તેમ તે તમોને વધારે ભયંકર વ્યકિત જણાશે" સુધાકરે જવાબ આપ્યો.

"દેવમંદિરના મહારાજ તમોને વેશ્યા પાસે લઇ ગયેલા તે વાત શું સાચી છે?"

"સો એ સો ટકા સાચી છે." સુધાકર બોલ્યો.

"તમે એમ સાબીત કરી શકશો કે દેવમંદિરના મહારાજ વેશ્યાના ઘરે જતા હતા?"

"ત્યારે મને કોણ વેશયાના ઘરે લઇ ગયું હતું? દેવમંદિરના મહારાજ જ સ્તો."

"તે વેશ્યાનું નામ શું?"

"અયશા."

"તે જીવે છે કે નહીં?"

"હજી જીવે છે."

"શું તે હજી પણ વેશ્યાનો ધંધો કરે છે?"

"નહી સાહેબ વેશ્યાનું જીવન ત્યજી અત્યારે તે એક યુવાનની અર્ધાંગના બની પવીત્ર જીવન ગાળે છે."

"તે યુવાનને તમે ઓળખો છો?"

"હાજી, તે હું પોતેજ છું."

"ત્યારે મહારાજે વેશ્યા સાથે કદી વ્યભીચાર સેવ્યો છે તેમ તમે સાબીત કરી શકશો ખરા? અને આ ઉપરાંત પહેલાની વેશ્યા ને અત્યારની પવિત્ર જીવન ગુજારતી બાઇનું નામ તમે જણાવી શકશો?"

"વેશ્યાની જીંદગીમાં તેનું નામ અયશા હતું, અને તે અહીં-યાંજ હાજર છે આપ ઇચ્છતા હોત તો તેને પણ સવાલ જવાબ પુછીને ખાત્રી કરી શકો છો."

"અયશા બ્હેન! નામના જે બાઇ અહીંઆં હોય તેમને કોર્ટ પાસે હાજર થવા હું વીનંતી કરૂં છું."

આ શબ્દો સાંભળતાંજ અયશા જ્યાં સુધાકર ઉભો હતો ત્યાં આવી પહોંચી. અયશાને ત્યાં આવી પહોંચેલી જોઇ ન્યાયમુર્તી બોલ્યા, "તમારૂંજ નામ અયશા?"

"હા, એક વખત એજ નામથી મને માણસો સંબોધતા હતા."

"તમો વેશ્યાનો ધંધો કરતાં હતાં?"

"નહીં, હું દેહના વેચાણનો કે લોહીનો વેપાર કરતી ન હતી, પરંતુ સંગીત ગાઇ બજાવી એક નર્તકીનું કામ કરતી હતી, છતાં સહુ કોઇ મને વેશ્યા જ કહેતા હતા." અયશા બોલી.

"આ ભાઇને તમે ઓળખો છો?" સુધાકરને બતાવતાં સરકારી વકીલ બોલ્યો.

"જી હા."

"તેમનું નામ શું?"

"સુધાકર."

"તેઓ તમારે ત્યાં પહેલવહેલા એકલા જ આવેલા કે તેને તમારે ત્યાં કોઇ તેડી લાવેલું?"

આ પ્રશ્નનો જવાબ આપતાં પહેલાં અયશાએ ચોતરફ નજર ફેરવી દેવમંદિરના મહારાજ તરફ નજર કરીને બોલી. "જેને સહુ કોઇ દેવમંદિરના મહારાજ કહીને બોલાવે છે તેજ દેવમંદિરના મહારાજ મને સુધાકર તરફથી મળનાર નાણાંમાંથી તેમને મળનારી દલાલીમાં તેમનો ભાગ નક્કી કર્યા પછીજ તેઓ સુધાકરને મારા મકાને લાવ્યા હતા."

"સાહેબ! આ સાક્ષી તદ્દન બનાવટી છે. તેનો એક પણ અક્ષર નહીં માનવા માટે હું પણ આપ નામદારને અરજ ગુજારૂં છું. કોર્ટ દેવમંદિરના પ્રતિષ્ઠીત મહારાજના વચનને વધારે વજનદાર ગણશે કે એક વેશ્યાના?" દેવમંદિરના મહારાજ બોલ્યા."

"ચુપ રહો સમાજના શ્રાપરૂપ દેવમંદિરના મહારાજ! હું કદી પણ વેશ્યા હતી ને છું પણ નહીં."

"તમારે વચ્ચે બોલવાની કાંઇ જરૂર જ નથી. સાક્ષીને સ્વતંત્ર સાક્ષી આપવા દયો." કોર્ટે કહ્યું.

"તમે શા આધારે દેવમંદિરના મહારાજ તમારે ત્યાં સુધાકરને લઇને આવ્યા હતા તે કહી શકો છો? તમારી પાસે તમે જે જણાવ્યું તે સાબેતી કરી શકો તેવો કોઇ પુરાવો છે?"

"સાહેબ! દેવમંદિરના મહારાજ બીજી વેશ્યાઓની માફક મને લાલસા પોષનારી સમજતા હશે તેથી તેઓ મને તેના બાહુ પાસમાં પકડવાને દોડયા હતા અને મને જ્યારે પકડી પાડી ત્યારે હું તેમના હાથમાંથી છુટવા પ્રયત્ન કરતી હતી તે વખતે તેમના એક અનુયાયી–પરંતુ પાછળથી તેના કટ્ટા શત્રુ થઇ પડેલા માણસે તે વખતનો અમારી ઝપાઝપીનો ફોટો પાડી લીધો છે, તેને હું મારા

ઉપરના શબ્દોના પુરાવામાં આપની સમક્ષ રજુ કરું છું." આમ કહીને તેના બદનમાંથી એક ફોટો કાઢીને તેણે સરકારી વકીલના હાથમાં મુકયો.

ફોટો જોતાંજ સરકારી વકીલ અયશા સત્ય કહે છે તેમ જાણી ગયો ને તેણે તે ફોટો ન્યાયમુતીંને તેની સત્યતાની તપાસ કરવા આપ્યો. ફોટો જોયા પછી ન્યાયમુતીં અયશા પ્રત્યે બોલ્યા "આ ચિત્રમાં જે બાઇ છે તે તમે પોતેજ છો ?"

"જી હા."

"અને તમારી સાથે રકઝક કરતો પુરૂષ કોણ છે ?"

"બીજો કોણ હોય ? દેવમંદિરનો મહારાજ જ સ્તો."

"કેમ તમે આ વિશે શું કહો છો ?" ન્યાયમુતીંએ દેવમંદિરના મહારાજ અને તેના ધારાના હીમાયતીને પ્રશ્ન પુછયો.

એમાંથી કોઇ કાંઇ જવાબ આપી શકયા નહીં તેથી નામદાર ન્યાયમુતીં દેવમંદિરના મહારાજ પ્રત્યે ટીકા કરતા બોલ્યા, "આવા દાંભીક મહારાજને સત્વરે દેવસ્થાનોમાંથી ખસેડવા જોઇએ. આવા મહારાજોજ સમાજનું પાપ છે. તેઓની જેટલે દરજજે હસ્તી વહેલી નાબુદ થશે તેટલે દરજજે સમાજનું કલ્યાણ થશે તેવું હું ધારૂં છું. બીજો આરોપ પણ આરોપી સામેનો પુરવાર થઇ ગયો છે માટે ત્રીજા આરોપની તપાસ ચલાવવાની હું સરકારી વકીલને રજા આપું છું."

તરતજ સરકારી વકીલે મેનાને ત્યાં હાજર કરીને પશ્ન પુછયો. "તમો આ દેવમંદિરના મહારાજને ઓળખો છો ?"

"સાહેબ ! તેજ મારૂં સત્યાનાશ વાળી નાંખનાર નરપીશાચ છે."

"આમ તમે કેમ કહી રહ્યાં છો ?"

"મારૂં શીયળ લુંટતા પણ તે ધરાયો ન હતો તેનો ડોળો મારી માલ્કતપર હતો તે તેને પચાવી પાડવા ઇચ્છતો હતો તેથી તેણે મારા પુત્રના ખુનનું કાવતરૂં રચ્યું હતું, અને તેમાં તાજ તરફનો સાક્ષી કાળીદાસ પણ સામેલ હતો. ભલા પોલીસ અમલદાર મહેન્દ્રભાઇ અને યુવક મંડળવાળા સુરેન્દ્રભાઇ જો યોગ્ય સમયે ન આવી પહોંચ્યા હોત તો મારૂં ને મારા બાળ પુત્રનું તેઓએ ખુન કર્યું હોત." મેના બોલી.

"કેમ કાળીદાસ આ બાઇ સત્ય કહે છે ?" સરકારી વકીલ બોલ્યો.

"નામદાર તે અક્ષરે અક્ષર સત્ય છે."

"મહેન્દ્ર ! તમે અને સુરેન્દ્ર આ લોકોને બચાવી લેવા ગયા હતા ?"

"મારા ભલા મીત્ર સુરેન્દ્રના કહેવાથી હું ત્યાં ગયો હતો, ને ત્યાં તાજ તરફના સાક્ષી કાળીદાસને મેં ગીરફતાર પણ કર્યો હતો."

"ત્યારે ત્રીજો આરોપ પણ સાબીત થઇ ચુકયો છે."

"તમારે કાંઇ ઉલટ પાલટ તપાસ કરવી છે ?" ન્યાયમુતીએ દેવમંદિરના મહારાજના ધારાના હીમાયતીને પુછ્યું.

"હું આવા સમાજના ભારરૂપ, સમાજને અધોગતીમાં લઇ જતાં લાલસાના ભકત વીષયાંધના ધારાના હીમાયતી તરીકે ઉભો રહી તેનો પાપી પૈસો મારા પેટમાં નાખવા નથી ઇચ્છતો. હું તેના ધારાના હીમાયતી તરીકેનું રાજીનામું આપું છું." દેવમંદિરના મહારાજના ધારાના હીમાયતીએ કહ્યું.

"આવા માણુસો સમાજમાં ભારરૂપ છે, તેના ઉપરના ત્રણે આરોપો સાબીત થઇ ચુકયા છે ! તેથી આવા સમાજમાં પોતાની લાલસા પોશવાનો સડો ફેલાવનારનો સત્વરે નાશ કરવાની

જરૂર છે, અને આવા કોઇ પણ સમાજનું સત્યાનાશી વાળવાના બીજ નાખનારનો સત્વરે નાશ કરી નાંખવો જોઇએ તેમ મને યોગ્ય જણાતાં અને આ દેવમંદિરનો મહારાજ જેણે એક ધર્માચાર્યનાં લક્ષણ ત્યજીને પોતાની વાસના પોશવાને આવા કુકર્મો કર્યાં છે તેને છુટો રાખવાને હિંદુ સમાજને માટે મને સહીસલામત જણાતું નહીં હોવાથી તે ફાંસીની સજાને લાયક હોવા છતાં ફક્ત તેના મહારાજ તરીકેના મોભાનેજ ધ્યાનમાં લઇને તેને ફાંસીની સજા નહીં કરતાં જન્મ પર્યંત દેશનીકાલની સજા ફરમાવું છું.

ન્યાયમુતીંના છેલ્લા શબ્દો સાંભળતાંજ **"સમાજનો સડો"** દુર કરીને હિંદુ સમાજને પ્રગતીના પંથે ધપાવવાને માટે પોતાના પ્રાણનું બલીદાન આપવાને તૈયાર થયેલો યુવક વર્ગ હર્ષીંત થઇ ગયો. દેવમંદિરના મહારાજનો પુરતો ફેજ થયેલો જોઇ સૌના હૃદયમાં આનંદ થયો, અને સમાજમાં ચેતન પ્રગટાવવા માટે તનતોડ મહેનત કરનાર સુરેન્દ્ર પ્રમોદ અને તેમના કામમાં જોઇતી મદદ આપનાર સરકારી અમલદાર મહેન્દ્રને પુલના હાર પહેરાવીને વધાવી લીધા.

ઉપસંહાર—સમાજના ભારરૂપ દેવમંદિરના મહારાજને તેના કર્મ પ્રમાણે ઘટતા ફેજે પહોંચેલો જોઇ હિંદુ સમાજને પુર્વવત ચેતનશીલ ને પ્રગતીશાળી જોવાની ઇચ્છા ધરાવતા હિંદુ સમાજના નવયુવાન પુનર્વિધાયકોના હૃદય આનંદમાં ગજ ગજ ઉછળતાં હતાં દેવમંદિરના મહારાજની સોનેરી જાળમાં સપડાઇ દીનહીન દશાને પ્રાપ્ત થયેલા પણ દેવમંદિરના મહારાજને તેની કરણીનું યોગ્ય ફળ મળેલું જોઇ પરમકૃપાળુ પરમાત્માને આવા નરપીશાચો જેઓ હિંદુ સમાજના ભારરૂપ હોય તેવાઓનો સત્વરે નાશ કરે તેમ વંદવા લાગ્યા.

હિંદુ સમાજમાં પોતાની પાશવી લાલસા-વિષયવાસના પોષવાના હેતુ માટેજ જે ધાર્મિક સ્થળો પવિત્ર અને દેવના દ્વાર તરફ લઇ જનારા છે તેને અધોગતિમાં મુકી હિંદુ સમાજના અનુયાયીઓને પણ તેના તરફ ઘૃણા આવે તેવા કૃત્યો કરનાર દેવમંદિરના મહારાજને સમાજમાં સડો ફેલાવતો દુર કર્યા પછી યુવક મંડળના વાર્ષિકોત્સવ પ્રસંગે સમાજને ઉન્નત બનાવવાને પોતાના જીવનનું બળી આપવાને તૈયાર થયેલા યુવક મંડળના પ્રાણ સુરેન્દ્ર અને પ્રમોદને નિરૂપમા અને લક્ષ્મીનો હાથ પોલીસ અમલદાર મહેન્દ્રે સોંપ્યો.

અયક્ષા અને સુધાકર પણ યુવક મંડળના કાર્યવાહકોમાં મળી જઇને સુરેન્દ્ર અને નિરૂપમા, પ્રમોદ અને લક્ષ્મીના યુગલ સાથે હિંદુ "સમાજનો સડો" દુર કરવા તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે.

પરમકૃપાળુ પરમાત્મા સુરેન્દ્ર, પ્રમોદ અને સુધાકર જેવા "સમાજનો સડો" દુર કરી હિંદુના સમાજનો અસ્ત થઇ જવાની અણીપર આવેલા સુર્યને ફરી પ્રગટાવે તેવા યુવાનો અને નિરૂપમા લક્ષ્મી અને અયક્ષા-જ્યોત્સના જેવી રમણીઓને ઉત્પન્ન કરી અત્યારે ઠેર ઠેર હડધુત થતા હિંદુ સમાજને પુનઃ ચેતનવંતો બનાવી જગતની હરોળમાં મુકે તેજ પરમકૃપાળુ પાસે અમારી પ્રાર્થના છે.



## હિન્દુત્વરક્ષા અને પીડિતોદ્ધારની

## આંગ પોકારતું

### ઠક્કુર નારાયણ વિસનજી સ્થાપિત

### તેજસ્વી સાપ્તાહિક

# હિન્દુજ્યોતિ

(દર મંગળવારે નિયમિત પ્રકટ થાય છે)

આ પત્રમાં હિન્દુત્વ રક્ષાના વિષયોની જોસભેર ચર્ચા થાય છે; પીડિતોના પોકાર નિર્ભયપણે પ્રકટ થાય છે; દેશી રાજ્યોની રીબાતી પ્રજાનાં દુઃખો નિઃસંકોચપણે રજૂ થાય છે અને જગતભરના ખાસ જાણવાજોગ સમાચાર સંક્ષિપ્તમાં અપાય છે. તદુપરાંત "સમયના રંગઢંગ" "મગજમારી" અને "ઉપાધી" ના શિર્ષકો તળે કટાક્ષમય લખાણો પ્રકટ થાય છે. વિશેષમાં જાણીતા સાક્ષર શ્રી ઠક્કુર નારાયણ વિસનજીની દીલજીત ચાલુ વાર્તા દર અઠવાડિયે આપવામાં આવે છે.

: વાર્ષિક લવાજમ :

હિંદમાં રૂ. ૫-૦-૦ હિંદ બહાર રૂ ૭-૪-૦ અથવા શિલીંગ ૧૧

(પોસ્ટેજ-ભેટ બુક તથા દિવાળી અંક સાથે)

આજેજ ગ્રાહક બનો:—

"હિન્દુજયોતિ" ઓફિસ,

નં. ૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

 રા. રામચંદ્ર ગણપતરામ દવેની કલમ પ્રસાદી

# "શૂરાનો સંગ્રામ યાને ગરવી ગુર્જરી."

આ એક ઐતિહાસીક નવલકથા છે, રાજપૂતોમાં અંદર અંદર કલેશ થવાથી કેટલું ભયંકર પારિણામ સહન કરવું પડયું હતું. અંદરને અંદરના ઝેર વેર કેટલી હદ પર જાય છે, સતી અને બ્હાદૂર સ્ત્રી પ્રાણાંતે પણ પોતાની ટેક છોડતી નથી. દિલ્હીના સુલ્તાન પાપકર્મમાં ફસાય છે, તેના કેવા હાલ-હાલ થાય છે, પરંતુ સૂલ્તાનનોજ પૂત્ર એક સાચો ધર્મચુસ્ત મુસલમાન થઇ ગયો, અને ધર્મ અને ટેકને ખાતર પોતાના પિતાની સામે તલ્વાર ખેંચી, શૂરવીર રમણીની શુરવીરતા અને ખરા રાજપૂતોની બ્હાદુરીનું સચોટ દીગ્દર્શન કરાવતી આ નવલકથા શૌર્ય રસથી ભરપૂર છે, ૨૦૦ પાનાંનું સચીત્ર પુસ્તક હોવા છતાં કિંમત રૂ. એક, પોસ્ટેજ ૪ આના વધુ.

# સ્વતંત્રતાની લડતમાં બંગાળી યુવાનોએ

## આપેલાં બળીદાનો—મરણને મુઠ્ઠીમાં લઇ ફરનારા ક્રાન્તિની આગ ફેલાવવા કરેલા પ્રયત્નોનો ચિતાર રજુ કરતું પુસ્તક

# ક્રાન્તિની ચીનગારીઓ

ક્રાન્તિવીરોની આ એક સંપૂર્ણ કથા છે, લોર્ડ કરઝને બંગાળના ભાગલા પડયા ત્યારથી બંગાળામાં ક્રાન્તિની શરૂઆત થઇ, ક્રાન્તિના ઝંડાધારીઓએ જે દુઃખો સહન કર્યાં છે તેની કલ્પના પણ થઇ શકે તેમ નથી. તેમણે **ફાંસીની દોરી** હસતે મોંઢે સ્વીકારી છે, **ગોળીથી વિંધાઇને મૃત્યુ પામ્યા છે**, તો કેટલાએ સખ્ત કારાવાસને લીધે **પ્રાણ** ત્યાગ કર્યા છે.

**ભારતમાતાની** મૂકિત માટે આ વીર બંગાળીઓએ જે જે હીંમત દાખવી છે, હાથોહાથની લડાઇ, સામસામા ગોળીબાર અને નાશી છુટવા માટે આસમાન જમીન એક કરનાર, કોઇ રાત પહાડના ઉંચા શીખરપર, તો કોઇ રાત ભયંકર ઉંડી ખાઇમાં પડી રહેનાર, તેમજ ભયંકર વિક્રાળ પશુઓ વસતા હોય તેવા જંગલોમાં રહેતાં પણ આ વીરો ગભરાયા નથી. મરતી વખતે પણ પોતાનું નામ ગામ ઠામ ન આપનાર, પોતાના કુટુંબની પણ પરવાહ કર્યા વગર 'સૂખેથી મરવા દયો' કહેનારા એ બંગાળી વીરોનો આત્મભોગ જેવો તેવો નજ ગણાય. **હિન્દની આઝાદી માટે જાનકુરબાન કરનાર ક્રાન્તિવીરોની આ અદ્દભૂત રોમાંચક સત્યકથા છે. જરૂર** **કિંમત માત્ર રૂપયો એક**, પોસ્ટેજ ૪ આના વધુ.

**વિલાસ ઓફીસ, ૧૮૧, બજારગેટ સ્ટ્રીટ કોટ, મુંબઇ.**